

# શ્રીમદ્ રાજચન્દ્ર જીવનકળા

: લેખક :

બ્ર૦ ગોવર્ધનદાસજી.

: પ્રકાશક :

રાવજીભાઇ છગનભાઈ દેસાઈ.

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ.

સ્ટેશન અગાસ. વાયા આણંદ

ચતુર્થાવૃત્તિ

સં૦ ૨૦૧૨ પ્રત ૧૫૦૦ સને ૧૯૫૬

મુદ્રક : જયન્તિ દલાલ : વસંત પ્રેસ : ઘીકાંટા : અમદાવાદ

# સ્વાત્મવૃત્તાંત.

ધન્ય રે દિવસ અહો, જાગી રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલસી, મટયો ઉદય કર્મનો ગર્વ રે. ધન્ય૦ ૧

ઓગણીસસેં ને એકત્રીસે, આવ્યો અપૂર્વ અનુસાર રે,
ઓગણીસસેં ને બેતાલીસે, અદ્‌ભુત વૈરાગ્યધાર રે. ધન્ય૦ ૨

ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે,
શ્રુત અનુભવ વધતી દશા. નિજ સ્વરૂપ અવભાસ્યું રે. ધન્ય૦ ૩

ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે,
જેમ જેમ તે હડસેલીએ, તેમવધે ન ઘટે એક રંચ રે. ધન્ય૦ ૪

વધતું એમજ ચાલિયું, હવે દીસે ક્ષીણ કાંઈ રે,
ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મનમાંહિ રે. ધન્ય૦ ૫

યથાહેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે,
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે. ધન્ય૦ ૬

આવી અપૂર્વ વૃત્તિ અહો, થશે અપ્રમત્ત યોગ રે,
કેવળ લગભગ ભૂમિકા સ્પર્શીને દેહવિયોગ રે. ધન્ય૦ ૭

અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે,
તેથી દેહ એક જ ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ. રે. ધન્ય૦

"શ્રીમદ્‌ રાજચન્દ્ર"

# અર્પણ—પત્રિકા

"અહો ! અહો ! શ્રી સદ્‌ગુરુ ! કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર.
શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ, વર્તું ચરણાધીન."

मनसि वचसि काये पुण्यपीयुषपूर्णाः
त्रिभुवनमुपकारश्रेणीभिः पूरयन्तः ।
परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं
निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥

જેનાં મન વચન અને કાયામાં પુણ્યરૂપી અમૃત ભરેલું છે; જે ત્રણ લોકને ઉપકારોની પરંપરાવડે પૂરી દે છે; અન્યના પરમાણુ જેવડા ગુણોને પણ જે પર્વત જેવડા ગણી સદા પોતાના હૃદયમાં વિકાસ પામે છે તેવા સંતો જગતમાં કેટલાક હોય ?

આવા વિરલ સદ્‌ગુણી સંત શ્રીમદ્ લઘુરાજ મહારાજનો યોગ આ મનુષ્યભવનું સફળપણું થવામાં ઉત્તમ નિમિત્તરૂપ બન્યો હોવાથી તથા જેમની છત્રછાયામાં આ 'શ્રીમદ્ રાજચન્દ્ર જીવનકળા'ની સંકલનારૂપ શુભ કાર્ય શરૂ થઈ પૂર્ણ થયું હોવાથી, તેમજ શ્રીમદ્ રાજચન્દ્રના આત્મજ્ઞાનનો વારસો પામી અનેક આત્માઓને આત્મજ્ઞાનનો રંગ લગાડવામાં એંશી વર્ષની પક્વ વય થઈ ગયા છતાં પ્રબળ પુરુષાર્થમાં પ્રવર્તતા હોવાથી, તેમના જ યોગબળે તૈયાર થયેલ 'ફૂલ નહીં તો ફૂલની પાંખડી' રૂપ આ પ્રયત્ન-પુષ્પ તેમની સેવામાં આત્મઅર્પણ ભાવે સાદર સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લિ૦ તે પ્રત્યુપકાર વાળવા
સર્વથા અસમર્થ, સદા આભારી,
સત્પુરુષના ચરણકમળની સેવાનો ઇચ્છક
દાસાનુદાસ
બ્રહ્મચારી બાળ ગોવર્ધન.

# પરિચય

આ પુસ્તકની એક વિશેષતા છે.

*

શ્રીમદ્ રાજચન્દ્ર આત્મપ્રતીતિ કરી પરમાત્મદર્શન પામ્યા.

તેમના જીવન કાળમાં સંસર્ગમાં આવનારામાંથી કેટલાકને તેમની ચમત્કારી લબ્ધિઓનો પરિચય થયો હતો. કોઈ કોઈને તેમણે આત્મપ્રતીતિ કરાવી હતી; કોઈને આત્મરૂપ કર્યા હતા. શ્રી લલ્લુજી મહારાજ—લઘુરાજ નામે પ્રસિદ્ધ તેમના આત્મજ્ઞાનના વારસદાર થયા હતા.

તેમના અનેક વર્ષો તપશ્ચર્યા અને ધ્યાનમાં વ્યતીત થયાં. સાંપ્રદાયિકોએ તેમનો ત્યાગ કર્યો. અનેક પરિષહો તેમને સહન કરવા પડયા. સીમમાં જતા આવતા ખેડૂતો તથા પાટીદાર બાઈઓ પાસેથી તેમને ભિક્ષા મળતી. તેમણે 'ધર્મલાભ' આ ભદ્રિક જનોને આપવા માંડયો, અને તેમાંથી અનેક 'બૂઝયા;' અનેક લલ્લુજી મહારાજના અન્તેવાસી થઈ રહ્યા; આમાંથી અગાસ આશ્રમનો જન્મ થયો.

શ્રી લઘુરાજ સ્વામી શ્રીમદ્‌ના અનન્ય ભક્ત હતા; તેમની ગુરુભક્તિ ચમત્કારી હતી. 'આ સંસારમાં એક આત્મા સાચો છે.' એ દેશનાનો સતત પ્રવાહ એમના તરફથી વહ્યા કરતો હતો. તેમણે પરમ કરુણાથી કેટલાયે સંશયગ્રસ્ત આધુનિકોને 'આત્મા છે' એવી ઝાંખી કરાવી હતી, તેમની ભાવનાનો પ્રવાહ અપ્રતિહત હતો.

આ મહાત્માના અંતેવાસી બ્રહ્મચારી શ્રી ગોવર્ધનભાઇએ આ પુસ્તક લખી તેમની સમક્ષ વાંચી સંભળાવ્યું હતું. પૂજ્યપાદ શ્રી લઘુરાજ સ્વામીએ તેને કસોટીએ કસી મંજૂર કર્યું હતું.

આ પુસ્તકની એ વિશેષતા છે.

**રસિકલાલ છો. પરીખ.**

ॐ

## આવૃત્તિ બીજી—

# લેખકના બે બોલ

શ્રીમદ્ રાજચંદ્ર રવજીભાઈના જીવન સંબંધી પ્રથમ પુસ્તક "સાક્ષાત્ સરસ્વતી" સં. ૧૯૪૩માં તેમની હયાતીમાં પ્રસિદ્ધ થયું હતું. તેમના મિત્ર વિનયચંદ્ર પોપટલાલ દફતરીએ તે તૈયાર કરેલું હતું તેની પછી શ્રીમદ્ રાજચંદ્રે પોતે સ્વાત્મવૃત્તાંતરૂપ ૧૩ વર્ષ સુધીની પોતાની ચર્યા સ. ૧૯૪૬માં લખી છે. 'સાક્ષાત્ સરસ્વતી'-ની બે બીજી આવૃત્તિઓ ઈ. સ. ૧૯૨૧માં અમદાવાદના મુમુક્ષુ વર્ગ તરફથી પ્રસિદ્ધ થઈ હતી. શ્રીમદ્‌ના દેહોત્સર્ગ પછી, સં. ૧૯૬૫માં ઝવેરી માણેકલાલ ઘેલાભાઈએ "શ્રીમાન્ રાજચંદ્રજીનું આધ્યાત્મિક જીવન" નામનો તેઓશ્રીની જયંતિ વખતે એક નિબંધ વાંચેલો તે પણ પ્રસિદ્ધ થયેલો છે. ત્યારપછી જયંતિઓ ઉજવાતી તેમાં ગાંધીજી, આનંદશંકર ધ્રુવ, કાકા કાલેલકર વગેરે વિદ્વાનોનાં ભાષણો થતાં, તેનો એક સંગ્રહ પ્રસિદ્ધ થયો છે.

"શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા"ની ઉત્પત્તિ પણ સં. ૧૯૯૧ની જયંતિના નિમિત્તે થઈ છે ભાઈ ગોપાળદાસ જીવાભાઈ પટેલની સૂચનાથી નિબંધરૂપે લખવા શરૂ કરેલ, પછી પુસ્તકરૂપે છપાવવાની તેમની ધારણા થવાથી તેમની સૂચના પ્રમાણે કંઈક વિસ્તારપૂર્વક પાછળનો ભાગ લખાયો. પાછળથી તેમનો વિચાર એ નિબંધમાંથી કંઈક લઈ જયંતિ વગેરેનાં વ્યાખ્યાન સહિત "શ્રીમદ્‌ની જીવનયાત્રા" પ્રસિદ્ધ કરવાનો થયો. તે પ્રમાણે તે ગ્રંથ સં. ૧૯૯૧માં પ્રસિદ્ધ થયો.

બાદરમાં શ્રીમદ્ રાજચંદ્ર મંદિરની સ્થાપનાના મહોત્સવ પ્રસંગે મુમુક્ષુઓને ભેટ આપવા સ. ૧૯૯૪માં 'શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા'-ની પ્રથમ આવૃત્તિ 'પ્રસ્થાન કાર્યાલય' દ્વારા પ્રસિદ્ધ થઈ. ત્યાર પછીના

૭ વર્ષમાં ઘણા મુમુક્ષુઓને તે ઉપયોગી જણાયાથી આ બીજી આવૃત્તિ 'શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ અગાસ' દ્વારા પ્રગટ થાય છે.

તેમાં "મુંબઈ નિવાસકાળના કેટલાક પ્રસંગો" નામે દશમું પ્રકરણ નવી માહિતી મળી તે પ્રમાણે ઉમેરેલું છે અને બાકીના પ્રસંગોમાં ઘટતો આવશ્યક ફેરફાર કર્યો છે. મુખ્ય ક્રમ તો પહેલી આવૃત્તિ પ્રમાણે જ રાખેલો છે. મુંબઈના પ્રસંગો જેવા જ વવાણિયા વસો, ખંભાત, ઇડર, હડમતાલા, મોરબી આદિના પ્રસંગો પણ વિશેષતા દર્શાવે તેવા છે, તે ભવિષ્યની આવૃત્તિમાં બનવા યોગ્ય છે; હાલના સંયોગોમાં આટલાથી સંતોષ માનવા યોગ્ય છે.

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ
અગાસ
સં. ૨૦૦૦ જેઠ વદ ૮, બુધ.

બ્રહ્મચારી ગોવર્ધનદાસ.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૨ | કહવું | કરવું |
| ૧૨ | ૧૧ | પકારે | પ્રકારે |
| ૨૩ | ૧૨ | સાંભરી | સાંભળી |
| ૨૭ | ૧૫ | સારીના | નારીનાં |
| ૩૧ | ૩ | વૈરાબ્ય | વૈરાગ્ય |
| ૩૭ | ૯ | વિચારવાને | વિચારવાન |
| ૪૦ | ૨૧ | જૈનદર્શક | જૈનદર્શન |
| ૪૭ | ૨૦ | એમૃત | અમૃત |
| ૪૨ | ૧૪ | ઉલ્લાસ | ભાવ ઉલ્લાસ |
| ૬૨ | ૧૯ | પઠ | પાઠ |
| | ૨૪ | મનેહર | મનોહર |
| ૬૫ | ૫ | સંવાદ | સંવાદે |
| ૬૮ | ૧૭ | જાવા | જોવા |
| ૮૦ | ૧૧ | કેટર્વા | કેટલા |
| | ૧૭ | પરમાણુ | પરણામ |
| ૯૨ | ૨૩ | જયાર | જ્યારે |
| ૧૩૦ | ૧૫ | અલાકિક | અલૌકિક |
| ૧૩૧ | ૧૧ | આપસરામાં | અપાસરામાં |
| ૧૩૭ | ૧૬ | આત્માત્ત્વ | આત્માતત્ત્વ |
| ૧૪૧ | ૧૭ | આધ્યો | આપ્યો |
| | | અત | પ્રતિ |

| પૃષ્ઠ | લીટી | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૩ | ૨૨ | સુદ્ધ | **સુદ્ધ** |
| ૧૪૪ | ૧૩ | જીવાને | જીવોને |
| ૧૪૫ | ૧૮ | સમતકિતનું | સમકિતનું |
| ૧૫૮ | ૨૧ | દેવ | દેવે |
| ૧૬૧ | ૪ | સુખી | સુધી |
| ૧૮૮ | ૭ | ભરાબર | બરાબર |
| ૧૯૯ | ૩, ૫, | દેખાય | દેખાવ |
| ૨૦૦ | ૨૫ | અર્થિક | આર્થિક |
| ૨૦૩ | ૧૪ | જેવું | જવું |
| ૨૦૪ | ૧૦ | તદાહુત | તદાહુતં |
| ૨૦૬ | ૨૪ | જર્થે | અર્થે |
| ૨૧૫ | ૨૨ | ૬૯૨ | ૭૫૩ (છેલ્લી આવૃત્તિ) |
| ૨૧૬ | ૪ | ૩૨૦, ૩૨૨, ૩૨૨ | ૩૯૩, ૩૯૪, ૩૯૫, ,, |
| ૨૧૮ | ૧ | અગેં | અર્થે |
| | ૯ | ૮૬૫ | ૯૪૬ |
| ૨૨૩ | ૫ | સાંળખી | સાંભળી |
| ૨૨૪ | ૨૪ | અખંઠ | અખંડ |
| ૨૩૨ | ૨૦ | નતિક | નૈતિક |
| ૨૩૪ | ૧૧ | વિચરાણુાની | વિચારણાની |
| ૨૩૬ | ૨૨ | વત | વાત |
| ૨૩૯ | ૨૨ | રવપણે | સ્વપણે |
| ૨૪૧ | ૧ | પઢળનું | પડળનું |



શ્રીમદ્ રાજચંદ્ર

વર્ષ ૨૩ મુ

સં ૧૯૪૭



# શ્રીમદ્ રાજચંદ્ર

## જીવનકળા

### મંગલ-વચન

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૧
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો! વંદન અગણિત. ૨
પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૩

—શ્રીમદ્ રાજચંદ્ર

જે મહાપુરુષની વિશ્વવિહારી પ્રજ્ઞા હતી, અનેક જન્મોમાં આરાધેલો જેનો યોગ હતો એટલે જન્મથી જ યોગીશ્વર જેવી જેની નિરપરાધી વૈરાગ્યમય દશા હતી, અલ્પ વયમાં આત્મજ્ઞાનનો જેને ઉદય થયો હતો, સ્મરણશક્તિ જેની અદ્ભુત હતી અને સર્વ જીવો પ્રત્યે જેનો વિશ્વવ્યાપી પ્રેમ હતો, એવા આશ્ચર્યની મૂર્તિ સમા મહાત્માનું અચિંત્ય માહાત્મ્ય ક્યાં અને આ અલ્પમતિની પ્રતિભારહિત સામાન્ય વાચા ક્યાં! ક્યાં ઝળહળતા સૂર્યનું તેજ અને ક્યાં આગિયાનું અજવાળું! આમ અણ-જાણ્યું છતાં છાબડામાં એક બાજુ મેરુ

પર્વત મૂકી સામેના છાબડામાં સરસવનો દાણો મૂકી તુલના કરવા જેવું સાહસ હું આરંભું છું તે હાસ્યપાત્ર છે, છતાં જગતમાં વ્યવહાર કોઈ ને કોઈ પ્રકારે કરવો પડે છે. જેમ બીજનો ચંદ્ર બતાવવા આકાશને અડે તેવી લાંબી આંગળી કોઈની પાસે હોતી નથી તોપણ માત્ર અંગુલિ-નિર્દેશથી તે દિશા દર્શાવી જોનારની દૃષ્ટિ ચંદ્ર પ્રત્યે વળે તેમ કરીએ છીએ, તેમ આ અલ્પ પ્રયત્ન શ્રીમદ્ રાજચંદ્રના પ્રતાપ પ્રત્યે દૃષ્ટિ દેનારને ઉપયોગી નીવડે અને મારી વૃત્તિ મહાત્મા પુરુષનાં પ્રભાવશાળી વચનોમાં તથા તેના યોગસ્ફુરિત ચરિત્રમાં રહે એ શુભ આશયથી અણુજુગતું કાર્ય માથે લેવાની ધૃષ્ટતા કરું છું. સર્વતોભદ્ર-સ્વપર-હિતકારી કાર્યની પ્રતીતિ થયા પછી આ કલમ પકડી છે તેમ છતાં, મારી અયોગ્યતાથી એ મહાપુરુષ રૂપી ચંદ્રની પ્રભામાં કલંકરૂપ હું ન ભાસું તો ઠીક એ ભાવનાથી તે જ્ઞાની પુરુષના ચરણકમળમાં અહંભાવ અર્પણ કરી તેની કૃપારૂપ કિરણોમાં અભેદભાવે ફરી ફરી નમસ્કાર કરું છું.

"मत्वेति नाथ तव संस्तवनं मयेदम्
आरभ्यते तनुधियापि तव प्रभावात् ।
चेतो हरिष्यति सतां नलिनीदलेषु
मुक्ताफलद्युतिमुपैति ननूदबिंदुः ॥ ७ ॥
आस्तां तव स्तवनमस्तसमस्तदोषम्
त्वत्संकथापि जगतां दुरितानि हन्ति ।
दूरे सहस्रकिरणः कुरुते प्रभैव
पद्माकरेषु जलजानि विकासभांजि ॥ ८ ॥

श्री मानतुंगाचार्य—भक्तामरस्तोत्र.

ભાવાર્થ—હે નાથ, તારું સ્તવન અનેક ભવનાં પાપનો નાશ કરનાર છે એમ માનીને, અલ્પ બુદ્ધિ હોવા છતાં તારા પ્રભાવના આલંબનથી આ તારી સ્તુતિ શરૂ કરું છું તે—કમલિનીપત્ર પર

પડેલું જળબિંદુ પણ મનોહર મૌતીની શોભા ધારણ કરે છે, તેમ સત્પુરુષોના ચિત્તની પ્રસન્નતાનું કારણ તારા પ્રભાવથી બનશે.

સમસ્ત દોષોને દૂર કરે તેવું તારુ સ્તવન તો શું પણ તારી કથા પણ ત્રણે લોકના લોકોના કષ્ટોને કાપી નાંખે છે; સહસ્ર કિરણોવાળો સૂર્ય દૂર રહો, માત્ર તેની અરુણોદયની પ્રભા જ સરોવરોના કમળોનો વિકાસ કરવા સમર્થ છે.

૧.

## સ્વ–વૃત્તાંત

નિદ્રામાંથી જાગતાં કોઈ આળસ મરડીને બેઠો થાય અને ઘરમાં ચોરી થયાના ચિહ્ન જોતાં સંભ્રમમાં પડી જાય તેમ, ઈ. સ. ૧૮૫૭નાં સંક્ષોભકાળને એક દસકો વીત્યા પછી હિંદમાં સંસારસુધારો, દેશની આબાદી, કેળવણી અને ધર્મોદ્ધારનાં બીજ વાવવાની શરૂઆત થતી હતી તે જાગ્રતિકાળમાં, પૂર્વમાં બંગાળમાં રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદના પ્રયત્નોનાં મૂળ જામતાં હતાં. ઉત્તરમાં આર્યસમાજ અને સ્વામી રામતીર્થની તૈયારીઓ થતી હતી. દક્ષિણમાં પેશ્વાઈના તાજાં સ્મરણોમાં લોકમાન્ય બાળગંગાધર ટિળક અને ગોપાલકૃષ્ણ ગોખલે ઊછરતા હતા. મહાત્મા ગાંધીજીના જન્મ પહેલાં એક વર્ષે વવાણિયા બંદર નામના કાઠિયાવાડના એક શાંત રમણીય ગામના વણિક કુટુંબમાં સંવત ૧૯૨૪ના કાર્તિક સુદ ૧૫ ને રવિવારે શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ મહેતા રવજીભાઈ પંચાણભાઈ હતું અને તેમનાં માતાનું નામ દેવબાઈ હતું. કળિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની જન્મતિથિને દિવસે કાર્તિકી પૂર્ણિમાએ આ મહાત્માએ પણ જન્મ લીધો હતો. એ જ વર્ષમાં આત્મજ્ઞાની ચિદાનંદજી મહારાજનો દેહ છૂટયાનાં સમાચાર સાંભળ્યા છે.

શ્રીમદ્‌ના પિતામહ શ્રીકૃષ્ણના ભક્ત હતા ભક્તિરૂપી જળનો પ્રવાહ એ કુટુંબરૂપી સરોવરમાં અસ્ખલિત વહ્યા કરતો તેમાં ઊંચા આકાશમાંની મનોહર સંધ્યાના રંગ કે ઇંદ્રધનુષ્યના રંગ સરોવરના નિર્મળ જળમાં પ્રતિબિંબ પામે તેમ શ્રીમદ્‌નાં માતુશ્રી દેવબાઈ જૈન સંસ્કારો લાવ્યાં હતાં. વવાણિયાનાં બીજાં વણિક કુટુંબો પણ જૈનધર્મને અનુસરતાં હતાં. તે સર્વ સંસ્કારોનું મિશ્રણ કોઈ અજબ રીતે ગંગા-યમુનાના સંગમની પેઠે આપણા બાળમહાત્માના હૃદયમાં રેલાતું હતું. પોતાની પ્રૌઢ વાણીમાં બાવીસ વર્ષની વયે આ બાળ વયનું વર્ણન 'સમુચ્ચય વયચર્યા' નામના લેખમાં પોતે કર્યું છે તે જ અહીં ઉતારી લઉં છું:

"સંવત ૧૯૨૪ના કાર્તિક સુદિ ૧૫, રવિએ મારો જન્મ હોવાથી આજે મને સામાન્ય ગણતરીથી બાવીસ વર્ષ પૂરાં થયાં. બાવીસ વર્ષની અલ્પ વયમાં મેં અનેક રંગ આત્મા સંબંધમાં, મન સંબંધમાં, વચન સંબંધમાં, તન સંબંધમાં અને ધન સંબંધમાં દીઠા છે. નાના પ્રકારની સૃષ્ટિરચના, નાના પ્રકારનાં સંસારી મોજાં, અનંત દુઃખમૂળ, એ બધાંનો અનેક પ્રકારે મને અનુભવ થયો છે. સમર્થ તત્ત્વજ્ઞાનીઓએ અને સમર્થ નાસ્તિકોએ જે જે વિચારો કર્યા છે, તે જાતિના અનેક વિચારો તે અલ્પ વયમાં મેં કરેલા છે. મહાન ચક્રવર્તીએ કરેલા તૃષ્ણાના વિચાર, અને એક નિસ્પૃહી મહાત્માએ કરેલા નિસ્પૃહાના વિચાર મેં કર્યા છે. અમરત્વની સિદ્ધિ અને ક્ષણિકત્વની સિદ્ધિ ખૂબ વિચારી છે. અલ્પ વયમાં મહત્ વિચારો કરી નાખ્યા છે, મહત્ વિચિત્રતાની પ્રાપ્તિ થઈ છે. એ સઘળું બહુ ગંભીર ભાવથી આજે હું દૃષ્ટિ દઈ જોઉં છું, તો પ્રથમની મારી ઊગતી વિચારશ્રેણી, આત્મદશા-અને આજને આકાશ-પાતાળનું અંતર છે; તેનો છેડો અને આનો છેડો કોઈ કાળે જાણે મળ્યા મળે તેમ નથી. પણ શોચ કરશો કે એટલી બધી વિચિત્રતાનું કોઈ સ્થળે લેખન-ચિત્રન કર્યું છે કે નહીં? તો ત્યાં એટલું જ કહી શકીશ કે લેખન-ચિત્રને સઘળું

સ્મૃતિના ચિત્રપટમાં છે. બાકી પત્ર-લેખિનીનો સમાગમ કરી જગતમાં દર્શાવવાનું પ્રયત્ન કર્યું નથી. યદિ હું એમ સમજી શકું છું કે તે વય-ચર્યા જનસમૂહને બહુ ઉપયોગી, પુનઃ પુનઃ મનન કરવા યોગ્ય અને પરિણામે તેઓ ભણીથી મને શ્રેયની પ્રાપ્તિ થાય તેવી છે; પણ મારી સ્મૃતિએ તે પરિશ્રમ લેવાની મને ચોખ્ખી ના કહી હતી, એટલે નિરુપાયતાથી ક્ષમા ઇચ્છી લઉં છું. પારિણામિક વિચારથી તે સ્મૃતિની ઇચ્છાને દમાવી, તે જ સ્મૃતિને સમજાવી તે વયચર્યા ધીરે ધીરે બનશે તો, અવશ્ય ધવળ-પત્ર પર મૂકીશ તોપણ સંભારી જઉં છું :—

## સમુચ્ચય વયચર્યા

"સાત વર્ષ સુધી એકાંત બાળ વયની રમત ગમત સેવી હતી. એટલું મને તે વેળા મારે સ્મૃતિમાં છે કે વિચિત્ર કલ્પના—કલ્પનાનું સ્વરૂપ કે હેતુ સમજ્યા વગર—મારા આત્મામાં થયા કરતી હતી. રમત ગમતમાં પણ વિજય મેળવવાની અને રાજેશ્વર જેવી ઊંચી પદવી મેળવવાની પરમ જિજ્ઞાસા હતી. વસ્ત્ર પહેરવાની, સ્વચ્છ રાખવાની, ખાવાપીવાની, સૂવાની બેસવાની, બધી વિદેહી દશા હતી; છતાં [1]હાડ ગરીબ હતું. તે દશા હજુ સાંભરે છે. અત્યારનું વિવેકી જ્ઞાન તે વયમાં હોત, તો મને મોક્ષ માટે ઝાઝી જિજ્ઞાસા રહેત નહિ; એવી નિરપરાધી દશા હોવાથી પુનઃ પુનઃ તે સાંભરે છે.

"સાત વર્ષથી અગિયાર વર્ષ સુધીનો કાળ કેળવણી લેવામાં હતો. આજે મારી સ્મૃતિ જેટલી ખ્યાતિ ભોગવે છે, તેટલી ખ્યાતિ ભોગવવાથી તે કંઈક અપરાધી થઈ છે. પણ તે કાળે નિરપરાધી સ્મૃતિ હોવાથી એક જ વાર પાઠનું અવલોકન કરવું પડતું હતું; છતાં ખ્યાતિનો હેતુ નહોતો. એટલે ઉપાધિ બહુ ઓછી હતી. સ્મૃતિ એવી બળવત્તર હતી કે જેવી સ્મૃતિ બહુ જ થોડા મનુષ્યોમાં આ કાળે આ ક્ષેત્રે હશે. અભ્યાસમાં પ્રમાદી બહુ હતો. વાતડાહ્યો, રમતિયાળ અને

1. હશે પડે તેવું અનુકંપ્ય.

આનંદી હતો. પાઠ માત્ર શિક્ષક વંચાવે તે જ વેળા વાંચી તેનો ભાવાર્થ કહી જતો. એ ભણીની નિશ્ચિંતતા હતી. તે વેળા પ્રીતિ, સરળ વાત્સલ્યતા મારામાં બહુ હતી; સર્વથી એકત્વ ઇચ્છતો; સર્વમાં ભ્રાતૃભાવ હોય તો જ સુખ, એ મને સ્વાભાવિક આવડ્યું હતું. લોકોમાં કોઈ પણ પ્રકારથી જુદાઈના અંકુરો જોતો કે મારું અંતઃકરણ રડી પડતું. તે વેળા કલ્પિત વાતો કરવાની મને બહુ ટેવ હતી. આઠમા વર્ષમાં મેં કવિતા કરી હતી, જે પાછળથી તપાસતાં સમાપ હતી.

"અભ્યાસ એટલી ત્વરાથી કરી શક્યો હતો કે જે માણસે મને પ્રથમ પુસ્તકનો બોધ દેવો શરૂ કર્યો હતો, તેને જ ગુજરાતી કેળવણી ઠીક પામીને તે જ ચોપડીનો પાછો મેં બોધ કર્યો હતો. ત્યારે કેટલાક કાવ્યગ્રંથો મેં વાંચ્યા હતા. તેમ જ અનેક પ્રકારના બોધગ્રંથો—નાના—આડાઅવળા મેં જોયા હતા. જે પ્રાયઃ હજુ સ્મૃતિમાં રહ્યા છે.

ત્યાં સુધી મારાથી સ્વાભાવિક રીતે ભદ્રિકપણું જ સેવાયું હતું. હું માણસ જાતનો બહુ વિશ્વાસુ હતો; સ્વાભાવિક સૃષ્ટિરચના પર મને બહુ પ્રીતિ હતી.

"મારા પિતામહ કૃષ્ણની ભક્તિ કરતા હતા. તેમની પાસે તે વયમાં કૃષ્ણકીર્તનનાં પદો મેં સાંભળ્યાં હતાં; તેમ જ જુદા જુદા અવતારો સંબંધી ચમત્કારો સાંભળ્યા હતા; જેથી મને ભક્તિની સાથે તે અવતારોમાં પ્રીતિ થઈ હતી; અને રામદાસજી નામના સાધુની સમીપે મેં બાળલીલામાં કંઠી બંધાવી હતી; નિત્ય કૃષ્ણનાં દર્શન કરવા જતો; વખતોવખત કથાઓ સાંભળતો; વારંવાર અવતાર સંબંધી ચમત્કારમાં હું મોહ પામતો; અને તેને પરમાત્મા માનતો, જેથી તેને રહેવાનું સ્થળ જોવાની પરમ જિજ્ઞાસા હતી. તેના સંપ્રદાયના મહંત હોઇએ, સ્થળે સ્થળે ચમત્કારથી હરિકથા કરતા હોઇએ અને ત્યાગી હોઇએ તો કેવી મજા પડે? એ જ વિકલ્પના થયા કરતી; તેમજ કોઈ વૈભવી ભૂમિકા જોતો કે સમર્થ વૈભવી થવાની ઇચ્છા થતી.

'પ્રવીણ-સાગર'-નામનો ગ્રંથ તેવામાં મેં વાંચ્યો હતો; તે વખતે સમજ્યો નહોતો; છતાં સ્ત્રી સંબંધી નાના પ્રકારનાં સુખમાં લીન હોઇએ, અને નિરુપાધિપણે કથા કથન શ્રવણ કરતા હોઇએ, તો કેવી આનંદદાયક દશા, એ મારી તૃષ્ણા હતી. ગુજરાતી ભાષાની વાચનમાળામાં જગતકર્તા સંબંધી કેટલેક સ્થળે બોધ કર્યો છે તે મને દૃઢ થઈ ગયો હતો; જેથી જૈન લોકો ભણી મારી બહુ જુગુપ્સા હતી; બનાવ્યા વગર કોઈ પદાર્થ બને નહીં, માટે જૈન લોકો મૂર્ખ છે, તેને ખબર નથી. તેમજ તે વેળા પ્રતિમાના અશ્રદ્ધાળુ લોકોની ક્રિયા મારા જોવામાં આવી હતી, જેથી તે ક્રિયાઓ મલિન લાગવાથી હું તેથી બીતો હતો, એટલે કે તે મને પ્રિય ન હોતી.

"જન્મભૂમિકામાં જેટલા વાણિયાઓ રહે છે, તે બધાની કુલશ્રદ્ધા ભિન્ન ભિન્ન છતાં, કંઈક પ્રતિમાના અશ્રદ્ધાળુને જ લગતી હતી, એથી મને તે લોકોનો જ પાનારો હતો. પહેલેથી સમર્થ શક્તિવાળો અને ગામનો નામાંકિત વિદ્યાર્થી લોકો મને ગણતા. તેથી મારી પ્રશંસાને લીધે ચાહીને તેવા મંડળમાં બેસી મારી ચપળ શક્તિ દર્શાવવાનો હું પ્રયત્ન કરતો. કંઠીને માટે વારવાર તેઓ મારી હાસ્યપૂર્વક ટીકા કરતા છતાં હું તેઓથી વાદ કરતો અને સમજણ પાડવા પ્રયત્ન કરતો, પણ હળવે હળવે મને તેમનાં પ્રતિક્રમણ સૂત્ર ઇત્યાદિક પુસ્તકો વાંચવા મળ્યાં. તેમાં બહુ વિનયપૂર્વક સર્વ જગત જીવથી મિત્રતા ઇચ્છી છે, તેથી મારી પ્રીતિ તેમાં પણ થઈ; અને પેલામાં પણ રહી. હળવે હળવે આ પ્રસંગ વધ્યો. છતાં સ્વચ્છ રહેવાના તેમજ બીજા આચાર-વિચાર મને વૈષ્ણવના પ્રિય હતા; અને જગતકર્તાની શ્રદ્ધા હતી. તેવામાં કંઠી તૂટી ગઈ, એટલે ફરીથી મેં બાંધી નહીં. તે વેળા બાંધવા-ન બાંધવાનું કંઈ કારણ મેં શોધ્યું નહોતુ. આ મારી તેર વર્ષની વયની ચર્યા છે. પછી હું મારા પિતાની દુકાને બેસતો અને મારા અક્ષરની છટાથી કચ્છ-દરબારને ઉતારે મને લખવા માટે બોલાવતા ત્યારે હું જતો હતો. દુકાને મેં નાના પ્રકારની લીલાલહેર

કરી છે; અનેક પુસ્તકો વાંચ્યાં છે; રામ ઇત્યાદિનાં ચરિત્રો પર કવિતાઓ રચી છે; સંસારી તૃષ્ણાઓ કરી છે; છતાં કોઈને મેં ઓછું અધિકું તોળી દીધું નથી, એ મને ચોક્કસ સાંભરે છે."

૨

## જાતિસ્મરણ જ્ઞાન

જેમ બાલ્યાવસ્થાને વિષે જે કંઈ જોયું હોય અથવા અનુભવ્યું હોય તેનું સ્મરણ વૃદ્ધાવસ્થામાં કેટલાકને થાય અને કેટલાકને ન થાય તેમ પૂર્વભવનું ભાન કેટલાકને રહે ને કેટલાકને ન રહે. ન રહેવાનું કારણ એ છે કે પૂર્વ દેહ છોડતાં બાહ્ય પદાર્થોને વિષે જીવ વળગી રહી મરણ કરે છે અને નવો દેહ પામી તેમાં જ આસક્ત રહે છે. આથી ઊલટી રીતે પ્રવર્તનારને—અવકાશ રાખ્યો હોય તેને—પૂર્વભવ અનુભવમાં આવે છે.

"જાતિસ્મરણ જ્ઞાન એ મતિજ્ઞાનનો ભેદ છે. પૂર્વ પર્યાય (દેહ) છોડતાં વેદનાના કારણને લઈને, નવો દેહ ધારણ કરતાં ગર્ભાવાસને લઈને, બાલપણામાં મૂઢપણાને લઈને, અને વર્તમાન દેહમાં અતિ લીનતાને લઈને પૂર્વ પર્યાયની સ્મૃતિ કરવાનો અવકાશજ મળતો નથી; તથાપિ જેમ ગર્ભાવાસ તથા બાલપણું સ્મૃતિમાં રહે નહીં તેથી કરી તે નહોતા એમ નથી, તેમ ઉપરનાં કારણોને લઈને પૂર્વ પર્યાય સ્મૃતિમાં રહે નહીં તેથી કરી તે ન હોતા એમ કહેવાય નહીં. જેવી રીતે આંબા આદિ વૃક્ષોની કલમ કરવામાં આવે છે તેમાં સાનુકૂળતા હોય તો થાય છે, તેમ જો પૂર્વ પર્યાયની સ્મૃતિ કરવાને સાનુકૂળતા યોગ્યતા હોય તો 'જાતિસ્મરણ જ્ઞાન' થાય. પૂર્વ સંજ્ઞા કાયમ હોવી જોઈએ. અસંજ્ઞીનો ભવ આવવાથી 'જાતિસ્મરણ જ્ઞાન' ન થાય."

—શ્રીમદ્ રાજચંદ્ર

ઉપરના 'સમુચ્ચય વયચર્યા'ના લેખમાં જાતિસ્મરણ જ્ઞાનનો પોતે ઉલ્લેખ કર્યો નથી અને પછીનાં લખાણોમાં પણ તે વિષે વિશેષ વિસ્તૃત ચર્ચા કરી નથી તો પણ મિત્રો સાથેના વાર્તાલાપમાં* કે સીધો પ્રશ્ન પૂછનારને જાતિસ્મરણ જ્ઞાન પોતાને હતું તે કયારે અને કેવા પ્રસંગે પ્રગટ થયેલું અને વર્ધમાનતાને પામ્યું તે વિષે એક ભાઇ સાથે થયેલી વાતચીત સપ્રમાણ લાગવાથી નીચે જણાવી છે:

ભાઈ પદમશી ઠાકરશી કચ્છના વાણિયા સંવત ૧૯૪૨ થી શ્રીમદ્‌ના સમાગમમાં આવેલા, તેમણે એક વખતે મુંબઈમાં ભૂલેશ્વર શાક મારકીટ પાસેના દિગંબર દેરાસરમાં શ્રીમદ્‌ને પ્રશ્ન પૂછેલો કે આપને જાતિસ્મરણ જ્ઞાન છે એમ મેં સાંભળ્યું છે, તે વ્યાજબી છે?

તેઓશ્રીએ ઉત્તરમાં જણાવ્યું: "હા, એવું કાંઈક છે; તેને આધારે આમ કહેવાણુ છે."

પદમશીભાઈએ ફરી પ્રશ્ન કર્યો: "આપને જાતિસ્મરણ કેટલી ઉમ્મરે અને કેવી રીતે થયું?"

શ્રીમદે ઉત્તર આપ્યો: "અમે સાત વર્ષની વયના હતા, ત્યારે શ્રી વવાણિયામાં અમીચંદ નામના ગૃહસ્થ હતા; તેઓ ભાઈ કલ્યાણજી ભાઈ જેવા કદાવર, રૂપાળા, ગુણી હતા. અમારા ઉપર તેઓ વહાલ રાખતા. તેઓને સર્પ ડસ્યો તેથી તત્કાળ ગુજરી ગયા; એમ વાત સાંભળી અમે પિતામહ પાસે ઘેર આવ્યા. ગુજરી જવું એટલે શું તે અમે જાણતા ન હોતા. પિતામહને અમે કીધું કે અમીચંદ ગુજરી ગયા કે? પિતામહે વિચાર્યું-એ વાતની અમને ખબર પડશે તો ભય પામશું એ કારણથી પિતામહે કીધું કે ગેંદા કરી લે (જમી લે) વગેરેથી એ વાત ભુલાવવા ઘણી ઘણી યુક્તિઓ કરી પણ અમે ગુજરી જવા

---

* કલ્યાણજીભાઈને કહેલું કે અમને આઠસો ભવનું જ્ઞાન છે. ખીમજીભાઈને શ્રીમદે પોતાના પૂર્વ ભવ સંબંધી સવિસ્તર કહેલું કે તમારો તો અમારા ઉપર ઉપકાર છે. –દામજીભાઈ.

વિષે આ પહેલી જ વખત સાંભળેલ હોવાથી તે સમજવાની તીવ્ર જિજ્ઞાસા થયેલ, તેથી ફરી ફરી તે જ સવાલ કરતા રહ્યા. પછી પિતામહે કીધું હા, તે વાત ખરી છે,

"અમે પૂછ્યું કે ગુજરી જવું એટલે શું?

"પિતામહે કીધું: 'તેમાંથી જીવ નીકળી ગયો, અને હવે તે હાલી ચાલી બોલી શકે નહિ; કે ખાવું પીવું કશું કરી શકે નહિ. માટે તેને તળાવ પાસેના મસાણમાં બાળી આવશે.'

"અમે થોડી વાર ઘરમાં આમ તેમ ફરી છૂપી રીતે તળાવે ગયા. ત્યાં પાળ ઉપરના બે શાખાવાળા બાવળ ઉપર ચઢી જોયું તો ખરેખર! ચિતા બળતી હતી. કેટલાક માણસો આસપાસ બેઠેલા જોયા. તે વખતે અમને વિચાર થયો કે આવા માણસને બાળી દેવો તે કેટલી ક્રૂરતા? આમ શા માટે થયું? વગેરે વિચારો કરતાં પડદો ખસી ગયો." આટલું કહી તે તરત ઊભા થયા.

પદમશીભાઈએ કહ્યું: "સાહેબજી, એ વિષે હજી હું વધારે જાણવા માગું છું."

શ્રીમદે ટૂંકામાં પતાવતાં કહ્યું: "પછી શ્રી જૂનાગઢનો ગઢ જોયો ત્યારે ઘણો વધારો થયો. હવે ચાલો."

વિચારવાન જીવને ક્રોધાદિ કોઈ પ્રકૃતિની પરવશતાને લઈને ઘણું સહન કરવું પડ્યું હોય, કે કોઈ ઇષ્ટ વિયોગના કે પ્રિયજનના મરણ પ્રસંગો અનેક વાર વેઠવા પડ્યા હોય, કે મહા વ્યાધિના પ્રસંગો આવી પડ્યા હોય તેની સ્મૃતિ લાવી સંસારનો વિચાર કરે તો આ અનિત્ય પદાર્થો ઉપરની આસક્તિ ઓછી થઈ જાય છે; મમત્વ મોહ મોળાં પડે છે, અને અજર, અમર અને નિત્ય એવા આત્મપદાર્થનો નિર્ણય કરવા વૃત્તિ જાગે છે. તો પછી જેને અનેક ભવમાં આધિ, વ્યાધિ, ઉપાધિ તથા જન્મ, જરા, મરણનાં

દુઃખ વેઠેલાં સ્મૃતિમાં તાજાં થયાં હોય; નરક આદિ ગતિનાં અકથ્ય દુઃખોની સ્મૃતિ જાગી હોય; તથા પરિભ્રમણનાં કારણો પૂર્વ ભવે સત્પુરુષો પાસે પ્રત્યક્ષ સાંભળ્યાં હોય તે સર્વ ઉપદેશ જેને સ્મૃતિમાં પ્રત્યક્ષ ભાસતો હોય તેને જન્મ, જરા, મરણનો ત્રાસ કેટલો વર્તે તથા પૂર્વ ભવે જાણેલો અને આરાધેલો મુક્તિનો માર્ગ આરાધવા કેટલી તત્પરતા રહે તે આપણી કલ્પનામાં આવવું પણ મુશ્કેલ છે.

બાળપણનાં એક કાવ્યમાં શ્રીમદે લખ્યું છે:-

"અવળાં પણ સવળાં થશે, ઠોકર વાગ્યે ઠીક,
તપ્યા લોહને ટીપતાં, સુધરી જશે અધિક."

ક્રોધાદિ સ્વભાવવાળા અનેક જીવો પશ્ચાત્તાપ થતાં કે યોગ્ય સમજણ લાગી જતાં નાનપણમાં સારા કહેવાતા સાથીઓ કરતાં વિશેષ સારા નીવડ્યા છે.

જાતિસ્મરણ જ્ઞાન શ્રીમદ્‌ને સાત વર્ષે પ્રાપ્ત થયુ અને વૈરાગ્ય વધવા લાગ્યો. 'અપૂર્વ અનુસાર' આવ્યો એમ સં. ૧૯૫૩માં લખેલ નીચેના કાવ્યમાં પોતે જણાવે છે:-

"ધન્ય રે દિવસ આ આ અહો, જાગીરે શાન્તિ અપૂર્વ રે,
દશ વર્ષે રે ધારા ઉલસી, મટયો ઉદય કર્મનો ગર્વ રે. ધન્ય૦ ૧
ઓગણીસસે ને એકત્રીસે, આવ્યો અપૂર્વ અનુસાર રે,
ઓગણીસસે ને બેતાલીસે, અદ્ભુત વૈરાગ્યધારે રે. ધન્ય૦ ૨

વળી એ જ અભિપ્રાયનું એક કાવ્ય સં. ૧૯૪૫માં લખેલું તેમાં પોતે જણાવે છે:

"સુખકી સહેલી હૈ, અકેલી ઉદાસીનતા;
અધ્યાત્મની જનની તે ઉદાસીનતા."

"લઘુ વયથી અદ્ભુત થયો તત્ત્વજ્ઞાનનો બોધ;
એ જ સૂચવે એમ કે ગતિ આગતિ કાં શોધ?

જે સંસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કોય;
વિના પરિશ્રમ તે થયો, ભવ શંકા શી ત્યાંય?
જેમ જેમ મતિ અલ્પતા અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવશંકના, અપાત્ર અંતર જ્યોત.
કરી કલ્પના દૃઢ કરે, નાના નાસ્તિ વિચાર;
પણ અસ્તિ તે સૂચવે, એ જ ખરો નિર્ધાર."

સં. ૧૯૪૯ કાર્તિક વદ ૧૨ના એક પત્રમાં પોતે જણાવે છે કે "પુનર્જન્મ છે–જરૂર છે. એ માટે હું અનુભવથી હા કહેવામાં અચળ છું. એ વાક્ય પૂર્વભવના કોઈ જોગનું સ્મરણ થતી વખતે સિદ્ધ થયેલું લખ્યું છે. જેને, પુનર્જન્માદિ ભાવ કર્યા છે તે પદાર્થને, કોઈ પકારે જાણીને તે વાક્ય લખાયું છે."

સં ૧૯૪૬ ભાદરવા સુદ ૬ ના પત્રમાં પૂર્વભવના સ્મરણનું સમર્થન કરે છે, તે પત્ર:—

પ્રથમ સંવત્સરી અને એ દિવસ પર્યંત સંબંધીમાં કોઈ પણ પ્રકારે તમારો અવિનય, આશાતના, અસમાધિ, મારા મન, વચન, કાયાના કોઈ પણ યોગાધ્યવસાયથી થઈ હોય તેને માટે પુનઃ પુનઃ ક્ષમાવું છું.

અંતર્જ્ઞાનથી સ્મરણ કરતાં એવો કોઈ કાળ જણાતો નથી વા સાંભરતો નથી કે જે કાળમાં જે સમયમાં આ જીવે પરિભ્રમણ ન કર્યું હોય, સંકલ્પ વિકલ્પનું રટન ન કર્યું હોય; અને એ વડે "સમાધિ" ન ભૂલ્યો હોય. નિરંતર એ સ્મરણ રહ્યા કરે છે, અને એ મહા વૈરાગ્યને આપે છે.

વળી સ્મરણ થાય છે કે એ પરિભ્રમણ કેવળ સ્વચ્છંદથી કરતા જીવને ઉદાસીનતા કેમ ન આવી? બીજા જીવો પરત્વે ક્રોધ કરતાં, માન કરતાં, માયા કરતાં, લોભ કરતાં કે અન્યથા કરતાં તે માઠું છે એમ યથાયોગ્ય કાં ન જાણ્યું? અર્થાત્ એમ જાણવું જોઈતું હતું

જીવાં ન જાણ્યું એ વળી ફરી પરિભ્રમણ કરવાનો વૈરાગ્ય આપે છે.

વળી સ્મરણ થાય છે કે જેના વિના એક પળ પણ હું જીવી નહીં શકું એવા કેટલાક પદાર્થો (સ્ત્રી આદિક) તે અનંતવાર છોડતાં, તેનો વિયોગ થયાં અનંત કાળ પણ થઈ ગયો; તથાપિ તેના વિના જિવાયું એ કંઈ થોડું આશ્ચર્યકારક નથી. અર્થાત્ જે જે વેળા તેવો પ્રીતિભાવ કર્યો હતો તે તે વેળા તે કલ્પિત હતો, એવો પ્રીતિભાવ કાં થયો ? એ ફરી ફરી વૈરાગ્ય આપે છે.

વળી જેનું મુખ કોઈ કાળે પણ નહીં જોઉં; જેને કોઈ કાળે હું ગ્રહણ નહીં જ કરું, તેને ઘેર પુત્રપણે, સ્ત્રીપણે, દાસપણે, દાસીપણે, નાના જંતુપણે શા માટે જન્મ્યો ? અર્થાત્ એવા દ્વેષથી એવા રૂપે જન્મવું પડ્યું ! અને તેમ કરવાની તો ઇચ્છા ન હોતી ! કહો એ સ્મરણ થતાં આ ક્લેશિત આત્મા પરત્વે જુગુપ્સા નહીં આવતી હોય ? અર્થાત્ આવે છે.

વધારે શું કહેવું ? જે જે પૂર્વના ભવાંતરે ભ્રાંતિપણે ભ્રમણ કર્યું, તેનું સ્મરણ થતાં હવે કેમ આવવું ? એ ચિંતના થઈ પડી છે, ફરી ન જ જન્મવું અને ફરી એમ નજ કરવું એવું દૃઢત્વ આત્મામાં પ્રકાશે છે. પણ કેટલીક નિરૂપાયતા છે; ત્યાં કેમ કરવું ?

જે દૃઢતા છે તે પૂર્ણ કરવી જરૂર પૂર્ણ પડવી એજ રટન છે. પણ જે કંઈ આડું આવે છે, તે કોરે કરવું પડે છે, અર્થાત્ ખસેડવું પડે છે અને તેમાં કાળ જાય છે. જીવન ચાલ્યું જાય છે. એને ન જવા દેવું. જ્યાં સુધી યથાયોગ્ય જય ન થાય ત્યાં સુધી, એમ દૃઢતા છે તેનું કેમ કરવું ?

કદાપિ કોઈ રીતે તેમાંનું કંઈ કરીએ તો તેવું સ્થાન ક્યાં છે કે જ્યાં જઈને રહીએ ? અર્થાત્ તેવા સંતો ક્યાં છે કે જ્યાં જઈને એ દશામાં બેસી તેનું પોષણ પામીએ ? ત્યારે હવે કેમ કરવું ?

"ગમે તેમ હો, ગમે તેટલાં દુઃખ વેઠો, ગમે તેટલા પરિસહ સહન કરો, ગમે તેટલા ઉપસર્ગ સહન કરો, ગમે તેટલી વ્યાધિઓ સહન કરો, ગમે તેટલી ઉપાધિઓ આવી પડો, ગમે તેટલી આધિઓ આવી પડો, ગમે તો જીવન કાળ એક સમય માત્ર હો, અને દુર્નિમિત્ત હો; પણ એમ કરવુંજ. ત્યાં સુધી હે જીવ! છૂટકો નથી."

આમ નેપથ્યમાંથી ઉત્તર મળે છે. અને તે યથાયોગ્ય લાગે છે. ક્ષણે ક્ષણે પલટાતી સ્વભાવવૃત્તિ નથી જોઈતી. અમુક કાળ સુધી શૂન્ય સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો અમુક કાળ સુધી સંત સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો અમુક કાળ સુધી સત્સંગ સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો આર્યાચરણ સિવાય કંઈ નથી જોઈતું; (આર્યાચરણ=આર્ય પુરુષોએ કરેલાં આચરણ) તે ન હોય તો જિન ભક્તિમાં અતિ શુદ્ધભાવે લીનતા સિવાય કંઈ નથી જોઈતું; તે ન હોય તો પછી માગવાની ઇચ્છા પણ નથી.

ગમ પડ્યા વિના આગમ અનર્થકારક થઈ પડે છે. સત્સંગ વિના ધ્યાન તે તરંગરૂપ થઈ પડે છે. સંત વિના અંતની વાતમાં અંત પમાતો નથી. લોક સંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી. લોકત્યાગ વિના વૈરાગ્ય યથાયોગ્ય સ્થિતિ પામવો દુર્લભ છે.

"એ કંઈ ખોટું છે! શું?"

પરિભ્રમણ કરાયું તે કરાયું, તેનાં પ્રત્યાખ્યાન લઈએ તો?

લઈ શકાય.

એ પણ આશ્ચર્યકારક છે.

અત્યારે એજ, ફરી યોગવાઈએ મળીશું.

એજ વિજ્ઞાપન.

વળી સં. ૧૯૪૯ના ચૈત્ર સુદ ૧ના એક પત્રમાં કહે છે કે;

જે તીર્થંકરદેવે સ્વરૂપસ્થ આત્મોપણે થઈ, વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે, તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છીએ.

પૂર્વે ઘણાં શાસ્ત્રોનો વિચાર કરવાથી, તે વિચારના ફળમાં સત્પુરુષને વિષે જેનાં વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે, તે તીર્થંકરનાં વચનને નમસ્કાર કરીએ છીએ.

ઘણા પ્રકારે જીવનો વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપે પુરુષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગબોધને નમસ્કાર કરીએ છીએ.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે, તે જીવ પ્રાપ્ત થવા અર્થે યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તેજ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે, તે તીર્થંકરના ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છીએ.

તેમ સં. ૧૯૪૯ના શ્રાવણ વદ ૫ ના પત્રમાં લખ્યું છે કે:—

પૂર્વ કાળમાં જે જે જ્ઞાની પુરુષના પ્રસંગો વ્યતીત થયા છે. તે કાળ ધન્ય છે, તે ક્ષેત્ર અત્યંત અત્યંત ધન્ય છે, તે શ્રવણને શ્રવણના કર્તાને અને તેમાં ભક્તિભાવવાળા જીવોને ત્રિકાળ દંડવત છે. તે આત્મસ્વરૂપમાં ભક્તિ, ચિંતન, આત્મવ્યાખ્યાની જ્ઞાની પુરુષની વાણી અથવા જ્ઞાનીનાં શાસ્ત્રો કે માર્ગાનુસારી જ્ઞાની પુરુષના સિદ્ધાંત, તેની અપૂર્વતાને પ્રણામ અતિ ભક્તિએ કરીએ છીએ.

અખંડ આત્મધુનનો એકતાર પ્રવાહપૂર્વક તે વાત અમને હજી ભજવાની અત્યંત આતુરતા રહ્યા કરે છે; અને બીજી બાજુથી આવાં ક્ષેત્ર, આવો લોકપ્રવાહ, આવો ઉપાધિજોગ અને બીજા તેવા તેવા પ્રકાર જોઈ વિચાર મૂર્છાવત્ થાય છે. ઈશ્વરેચ્છા !

આમ જાતિસ્મરણ જ્ઞાનથી પૂર્વભવના સ્મરણથી પોતાને થયેલો અનુભવ પ્રકાશ્યો છે.

આ સિવાય બીજા કેટલાક પત્રોમાં પણ પોતે પૂર્વભવના જોગનું સ્મરણ થયાનો ઉલ્લેખ કર્યો છે.

'ભાવના બોધ' સંવત ૧૯૪૨ માં લખેલો તેની શરૂઆતમાં શ્રીમદ્ લખે છે:

ગમે તેવા તુચ્છ વિષયમાં પ્રવેશ છતાં ઉજ્જવલ આત્માઓનો સ્વતઃ વેગ વૈરાગ્યમાં ઝંપલાવવું એ છે. બાહ્ય દૃષ્ટિથી જ્યાં સુધી ઉજ્જવલ આત્માઓ સંસારના માયિક પ્રપંચમાં દર્શન દે છે, ત્યાં સુધી તે કથનની સિદ્ધતા કવચિત્ દુર્લભ છે; તો પણ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં એ કથનનું પ્રમાણ કેવળ સુલભ છે, એ નિઃસંશય છે.

લઘુવયથી આ વૈરાગ્ય અને વિવેકની પ્રાપ્તિથી જે તત્ત્વબોધ થયો તેનું મુખ્ય કારણ જાતિસ્મરણ જ્ઞાન ગણવા યોગ્ય છે. આ ભવની અપેક્ષાએ તો તે પાંચપંદર વર્ષના બાળક ગણાય. પણ પાછળના ભવની સ્મૃતિના પ્રતાપે અનેક વર્ષોના અનુભવથી રંગાયેલી એ પુરુષની વાણી બહુ વિચારવા યોગ્ય, લક્ષમાં લેવા યોગ્ય છે.

૩

# કુમાર–કાળ

## અદ્ભુત શક્તિઓનો આવિર્ભાવ

જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થવા યોગ્ય આત્માની નિર્મળતા અથવા સ્મરણશક્તિની પ્રબળતા પૂર્વે આરાધેલા યોગનું ફળ અને અનુસંધાન સાબિત કરે છે. બાળવયથી વિનય, વાક્ચાતુર્ય, તર્કશક્તિ અને વૈરાગ્યને લઈને ગામમાં તેમ જ આખી શાળાના વિદ્યાર્થીઓમાં તે પ્રિય થઈ પડ્યા હતા. એકજ વખત વાંચવાથી કે સાંભળવાથી

તેમને અક્ષરેઅક્ષર યાદ રહેતુ એવી તીવ્ર સ્મરણશક્તિ હતી, તેના પરિણામે તેમને ગોખવુ શુ તેની ખબર જ નહોતી; સાડાસાત વર્ષની વયે શાળામાં પ્રવેશ કર્યો. એક માસ પણ થયો નહિ હોય તેટલામાં હસતાં રમતાં આંક પૂરા કર્યા. બે વર્ષ જેટલી મુદતમાં સાતે ચોપડીઓનો અભ્યાસ પૂરો કર્યો જે વડા વિદ્યાર્થીએ એમને પહેલી ચોપડીની શરૂઆત કરાવેલી, તેને પોતે સાતે ચોપડીઓ પૂરી કરીને પહેલી ચોપડી પૂરી કરાવી હતી. આટલી ટૂંકી મુદતમાં અભ્યાસ પૂરો થયો તે અજબ સ્મરણશક્તિનો પ્રભાવ છે. વિદ્યાર્થીઓને શિક્ષક તરફ સામાન્ય રીતે પ્રેમ ઓછો હોય છે, ભય, અણગમો અને અકળામણ ઉત્પન્ન કરાવનાર શિક્ષક ગણાય છે. પરંતુ શ્રીમદ્ બધા–સાડે ય વિદ્યાર્થીઓનું લેસન લેતા અને શિક્ષક તો બેસી જ રહેતા; તેમ છતાં બધા વિદ્યાર્થીઓનો તેમના ઉપર અત્યંત પ્રેમ રહેતો.

એક વખત શિક્ષકે શ્રીમદ્‌ને ઠપકો આપ્યો એટલે બીજે દિવસે પોતે શાળામાં ન ગયા. બીજા છોકરાઓએ જાણ્યુ કે રાયચંદભાઈ શાળાએ ગયા નથી એટલે તમામ છોકરાઓ તેમની પાસે ગયા. તે બધા છોકરાઓને લઈને ખેતરમાં દૂર ગયા; પોતાની પાસે બોર હતાં તે બધા વિદ્યાર્થીઓને વહેંચ્યાં. આમ બધા ખેતરમાં હતા તેથી શાળામાં શિક્ષક ગયા ત્યારે કોઈ વિદ્યાર્થી જણાયો નહિ, તેનુ કારણ વિચારતાં શિક્ષકને લાગ્યુ કે રાયચંદભાઈને ગઈ કાલે ઠપકો દીધો હતો તેથી બધા તેમની પાસે હશે. તપાસ કરતાં ખેતરમાં બધા છે એમ જાણી શિક્ષક ખેતરમાં ગયા અને રાયચંદભાઈને નમી પડયા અને ફરી હવે કોઈ દિવસ કોઈ ઠપકો નહિ એમ કહીને બધાને સમજાવી શાળામાં તેડી ગયા.

આઠ વર્ષની ઉમ્મરથી કવિતા રચવાની તેમણે શરૂઆત કરી હતી. પહેલે વર્ષે ૫૦૦૦ કડીઓ તેમણે રચેલી કહેવાય છે. નવ વર્ષની વયે તેમણે પદ્યમાં રામાયણ અને મહાભારત નાનો નાનાં લખ્યાં હતાં, અને દશ વર્ષની વયે તો એમના વિચારો પુખ્ત ઉમ્મરના

અનુભવીને છાજે તેવા હતા. નવું નવું શીખવાની, નવું નવું સાંભળવાની નવું નવું મનન કરવાની અને નવું નવું સુંદર ભાષણ કરવાની એમની ઉત્કટ ઇચ્છા એ દશ વર્ષની વયમાં હદ પાર હતી. કવિત્વશક્તિ, સ્મરણશક્તિ, વક્તાપણું અને સદ્‌ગુણને લઇને નાની વયમાં અજબ શક્તિશાળી ગણાતા હતા. અગિયાર વર્ષની વયથી એમણે ચોપાનિયામાં લેખ લખવા માંડયા હતા. અને ઇનામી નિબંધોમાં યોગ્ય ઇનામો પણ સંપાદન કર્યાં હતાં. સ્ત્રી કેળવણીની ઉપયોગિતા વિષે એક નિબંધ પણ લખ્યો હતો.

બાર વર્ષની વયે ત્રણ દિવસમાં ઘડિયાળ ઉપર ત્રણસો કડીઓ લખી હતી. તેર વર્ષની વયે તેઓ અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા રાજકોટ ગયા. અંગ્રેજી અભ્યાસ કેટલો અને કેટલા વખતમાં થયો હતો તેની કોઈ સહાધ્યાયી કે શિક્ષક તરફથી માહિતી મળી શકી નથી. એક વખતે કચ્છના દીવાન મણિભાઈ જશભાઈએ શ્રીમદ્‌ને કચ્છ તરફ પધારવા વિનંતી કરી હતી તે ઉપરથી તે કચ્છ તરફ પધાર્યા હતા. ત્યાં ધર્મ સંબંધી સારું ભાષણ કર્યું હતું. કચ્છના લોકો પ્રશંસા કરતા કે આ છોકરો મહાપ્રતાપી યશવાળો થશે.

તેર વર્ષની વયથી એમણે નિયમથી ખાનગીમાં નવા નવા વિષયોનો અભ્યાસ કરવા માંડયો હતો અને પંદર વર્ષની વય સુધીમાં ઘણા વિષયો સંબંધી વિચક્ષણ જ્ઞાન એમણે પ્રાપ્ત કર્યું હતું.

## ૪

## ન્યાયાધીશ ઉપર નિષ્કામ ઉપકાર

કચ્છ-કોડાયના રહીશ શા. હેમરાજભાઈ તથા નલિયાના રહીશ શા. માલસીભાઈ એ બે જણાએ સાંભળ્યું કે વવાણિયા નિવાસી કવિરાજ રાજચંદ્રભાઈ મહાબુદ્ધિશાળી છે; નાની વયમાં અવધાનો

કરે છે. તેથી તેમને મળવું એમ વિચાર કરી બન્ને જણુ સાંઢણી ઉપર સવાર થઈ વવાણિયા તરફ રવાના થયા. વવાણિયામાં તપાસ કરતાં જણાયું કે તે તો મોરબી ગયા છે. એટલે તેઓ પણ મોરબી તરફ રવાના થયા.

શ્રીમદ્ મોરબી આવ્યા અને પોતાના મોસાળમાં રાજકોટ જવાનો તેમનો વિચાર હતો તેથી મોરબીના ભાઈઓએ સારા સાથની તપાસ કરી તો ખબર મળ્યા કે મોરબીના ન્યાયાધીશ ધારસીભાઈ રાજકોટ જવાના છે તેથી તેમને પૂછવામાં આવ્યું કે તમે આ રાયચંદભાઈને રાજકોટ સાથે તેડી જશો ? રાજકોટ તેમને મોસાળે તેમને જવું છે. ધારસીભાઈએ હા પાડી અને પોતાની સાથે તેમને રાજકોટ તેડી ગયા.

ભાઈ હેમરાજ મોરબી આવ્યા ત્યારે તપાસ કરતાં ખબર મળી કે તે તો રાજકોટ ગયા છે; તેથી પોતે પણ રાજકોટ જવું એવો વિચાર કરી તે પણ રાજકોટ તરફ રવાના થયા.

ધારસીભાઈને શ્રીમદ્ સાથે માર્ગમાં વાતચીતનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેમને આશ્ચર્ય ઉત્પન્ન થયું કે આટલી લગભગ દસ વર્ષની વયમાં આ છોકરો કેવો ચાલાક છે ! મોટી ઉમ્મરના માણસો પણ જે વાતો ન કરી શકે તેવી બુદ્ધિની વાતો સાંભળી ધારસીભાઈને એમ થયું કે શી આ એકાગ્રની બુદ્ધિ છે ! તેમના ગુણથી આકર્ષાઈને ધારસીભાઈ બોલ્યાઃ "રાયચંદભાઈ, રાજકોટમાં અમારી સાથે જ તમે રહેજો."

ત્યારે શ્રીમદે કહ્યુંઃ "ના, મારા મોસાળે રહીશ."

ધારસીભાઈએ ઘણો આગ્રહ કર્યો ત્યારે શ્રીમદે કહ્યું "તમારે ત્યાં આવતો જઈશ, પણ રહેવાનું તો મોસાળમાં જ થશે."

શ્રીમદ્ રાજકોટ પહોંચ્યા એટલે મોસાળમાં ગયા; ત્યારે તેમના મામાએ પૂછ્યુંઃ "તમે કોની સાથે આવ્યા ?"

શ્રીમદે કહ્યું: "ધારસીભાઈ સાથે આવ્યો છું."

બંને મામાએ જાણ્યું કે ધારસીભાઈ અત્રે આવ્યા છે; તો તેમને ઠેકાણે કરી દેવા એવી પ્રપંચની વાતો માંહેમાંહે તે કરવા લાગ્યા. જમતાં જમતાં શ્રીમદે તે સાંભળ્યું તેથી અનુમાન કર્યું કે આ ભાઈઓ ધારસીભાઈને મારી નાખવાના વિચાર કરે છે; તો મારે તેમને ત્યાં જઈ આ મોટો ઉપકાર કરવાનો પ્રસંગ ચૂકવો નહિ, તેમને ચેતાવી દેવા જોઈએ. એવો વિચાર કરીને જમ્યા પછી તે ધારસીભાઈને ત્યાં ગયા.

શ્રીમદે ધારસીભાઈને પૂછ્યું "ધારસીભાઈ, તમારે મારા મામાઓ સાથે કંઈ સંબંધ છે?"

ધારસીભાઈએ પૂછ્યું: "કેમ?"

શ્રીમદે કહ્યું: "હું પૂછું છું."

ત્યારે ધારસીભાઈએ કહ્યું: "સગપણસંબંધ નથી, પણ રાજ સંબંધી ખટપટ ચાલે છે."

શ્રીમદે કહ્યું: "તેમ છે, તો તમારે સાવચેતીમાં રહેવું, કેમકે તમારે માટે તેઓ ઉપાય શોધતા હતા. લાગ ફાવે તો ઠેકાણે કરી દેવાની વાત કરતા હતા. માટે તે વિષે પ્રમાદી ન થવું."

ધારસીભાઈએ પૂછ્યું: "પણ તમે એ કેમ જાણ્યું કે મારે માટે તેઓ આમ કરવા ધારે છે?"

શ્રીમદે ઉત્તર દીધો: "હું જમતો હતો ત્યારે બહાર હું સાંભળું તેટલા મોટા સાદે તે વાતો કરતા હતા અને હું કોની સાથે આવ્યો તે તેમણે મને પૂછ્યું ત્યારે મેં તમારું નામ આપ્યું હતું. તે ઉપરથી તેમણે તે પ્રસંગે વાત ઉપાડી હતી."

ધારસીભાઈએ પૂછ્યું: "પણ તમારા દેખતાં તેવી વાતો તે કેમ કરે?"

શ્રીમદે કહ્યું: "આ નાનો બાળ છે, આને એ બાબતની શી સમજણ પડવાની છે? એમ જાણી તે વાતો કરતા હતા. એટલે તમને કહેવા—ચેતાવવા માટે આવ્યો છું"

ધારસીભાઈના મનમાં થયું કે અહો! આ બાળકમાં કેટલી ઉપકારબુદ્ધિ? મોટાં માણસને પણ ન સૂઝે તેવો મહાઉપકાર આ બાળક કરે છે! સારું થયું કે હું એમને તેડી લાવ્યો. ધન્ય છે આ બાળ મહાત્માને! ધન્ય મારાં ભાગ્ય કે એમનો મને સંગ થયો! એમ વિચારી તે ઘણો આનંદ પામ્યા

શ્રીમદ્‌માં અદ્‌ભુત શક્તિઓ હતી; જ્ઞાન નિર્મળ હતું તેથી તેમને જ્ઞાનમાં જણાયુ કે બે કચ્છના ભાઈઓ સાંઢણી ઉપર સવાર થઈ લાંબી મુસાફરી કરતા આવે છે; એટલે તેમણે ધારસીભાઈને પૂછ્યું: "બે જણ કચ્છથી આવનાર છે, તેમનો ઉતારો તમારે ત્યાં રાખશો?"

ધારસીભાઈએ કહ્યું: "હા, ખુશીથી મારે ત્યાં તેમનો ઉતારો રાખજો, હું તેમને માટે સર્વ બંદોબસ્ત કરીશ."

પછી નિશ્ચિંત થઈ શ્રીમદ્ તે કચ્છના ભાઈઓને આવવાના માર્ગ તરફ સામા ગયા. દૂરથી હેમરાજભાઈએ અટકળ કરી કે સામે આવે છે તે રાયચંદ નામનો છોકરો તો નહિ હોય?

નજીક આવ્યા એટલે શ્રીમદે તેમને નામ દઈને બોલાવ્યા: "કેમ હેમરાજભાઈ? કેમ માલસીભાઈ?"

તે બન્નેને વિચાર થયો કે આપણાં નામ એ ક્યાંથી જાણે છે? કોઈને આપણે ખબર તો આપી નથી?

બન્નેએ આશ્ચર્ય પામીને કહ્યું: "તમે જ રાયચંદભાઈ છો કે? તમે કેમ જાણ્યું કે અમે અત્યારે જ આ જ માર્ગે આવીએ છીએ?

તેના ઉત્તરમાં શ્રીમદે જણાવ્યું: "આત્માની અનંત શક્તિઓ છે, તે વડે અમે જાણીએ છીએ."

પછી ધારસીભાઇને ઉતારે ગયા, ત્યાં ધારસીભાઈએ નહાવા, ધોવા વગેરેની બધી તજવીજ કરી. કચ્છના ભાઈઓ મનમાં સમજી ગયા હતા કે આમને આપણે કાશીએ ભણવા લઈ જવા આવ્યા છીએ પણ આટલી શક્તિવાળાને શું ભણવાનું બાકી હશે?

જમી રહ્યા પછી ધારસીભાઈને તે કચ્છના ભાઈઓએ વિનંતી કરી, કે અમારે રાયચંદભાઈ સાથે ખાનગી વાત કરવી છે તો એકાંત સ્થળ અમને મળશે? ત્યારે તેમણે તેવું સ્થાન બતાવ્યું. ત્યાં એકાંત સ્થાનમાં શ્રીમદ્‌ની સાથે તેઓ બેઠા.

પ્રથમ અવધાન સંબંધી તેમણે સાંભળેલું, તે જોવા તેમણે વિનંતી કરી, તે શ્રીમદે સ્વીકારી એટલે તેમણે 'સંઘપટ્ટક' નામના ગ્રંથમાંથી ગાથા તે લેતા આવ્યા હતા, તેના અક્ષરો આડા અવળી રીતે શ્રીમદ્‌ને સંભળાવ્યા, તે યાદ રાખી તેમણે આખો શ્લોક બોલી બતાવ્યો, તેથી બન્ને ચકિત થઈ ગયા.

એ બન્ને કચ્છના ભાઇઓના મનમાં એમ થયું કે આમને આપણે કાશીએ શું લઈ જવા? છતાં જે માટે આવ્યા છીએ તે માટે પ્રયત્ન તો કરવો; પછી જેમ થવાનું હશે, તેમ થશે. આપણે તો સ્પષ્ટ હેતુ કહી બતાવવો. પછી તેમણે કહ્યું; "આપને ભણાવવા માટે કાશી લઈ જવા માટેની વિનંતી કરવા અમે આવ્યા છીએ. માટે આપ કાશી ચાલો. આપના કુટુંબને માટે તેમજ આપને માટે ખાવાપીવા વગેરે સર્વ સગવડ પગાર વગેરે અમે કરીશું પણ આપ અમારી સાથે ચાલો તો મોટો ઉપકાર થાય." આમ અનેક લાલચો વગેરે આપવા માટે કહ્યું: છતાં તેમણે ના પાડી અને જણાવ્યું કે અમારાથી આવવાનું નહિ બને: એટલે તેઓ મનમાં સમજી ગયા કે પ્રથમથી જ અનુમાન

કરેલું કે આપણી ધારણા પાર પડે તેમ નથી અને તેમજ બન્યું. એ તો ભણેલા જ છે; કાશી જઈ તેમને કંઈ વિશેષ શીખવું પડે તેમ નથી.

પછી ધારસીભાઈ પાસે તેઓ ગયા ત્યારે ધારસીભાઈએ તે બન્નેને એકાંતમાં જણાવ્યું કે રાયચંદભાઈ સાથે થયેલી વાત મને કહેવા લાયક હો તો કહો. ત્યારે હેમરાજભાઈ બોલ્યાઃ "છુપાવવા જેવી કોઈ પણ વાત નથી. પણ અમારી જે ધારણા હતી તે પાર ન પડી."

ધારસીભાઈએ પૂછ્યુંઃ "કેમ પાર ન પડી?" તેના ઉત્તરમાં તેમણે ઉપર બનેલો પ્રસંગ કહી બતાવ્યો, તથા વિશેષમાં જણાવ્યુંઃ 'અમે જણાવ્યું ન હોતું તો પણ પોતાની મેળે સામા આવ્યા, અમને અમારા નામથી બોલાવ્યા, અહીં બધી તૈયારી કરાવી, આ કોઈ આશ્ચર્યકારી મહાપુરુષ છે."

તે સાંભરી ધારસીભાઈને પણ પ્રથમ તો આનંદ સહિત આશ્ચર્ય લાગ્યું કે અહો! રાયચંદભાઈ ભૂલ કરે છે કે આટલી બધી સગવડ કરી આપે છે છતાં હા કેમ કહેતા નથી? તેમણે જવું જોઈએ. પણ પછીથી એમને પણ સમજાયું કે જે વ્યક્તિ આટલી નાની ઉમરમાં આવી અજબશક્તિ ધરાવે છે, તેને ભણવું પણ શું હોય? વળી એમની ગંભીરતા પણ કેટલી છે કે સાગરની પેઠે સર્વ સમાવી શકે છે લગાર માત્ર પણ છલકાતા નથી; એમ એમના જ્ઞાનાદિ ગુણની મહત્તા તેમને ભાસી; તેથી પ્રથમ પોતાની જોડે તે ગાદી ઉપર બેસારતા તેને બદલે ત્યારથી આ મહાપુરુષ છે એમ લાગ્યું એટલે પોતાના આસને—ગાદીતકીએ શ્રીમદ્‌ને બેસારતા અને પોતે તેમની સામે વિનયભાવથી બેસતા; પૂજ્યભાવ ધારણ કરી વિનય સાચવતા. અને જેમ જેમ શ્રીમદ્‌નો સમાગમ પાછળની જિંદગીમાં વધતો ગયો તેમ તેમ વિશેષ માહાત્મ્ય તેમને લાગ્યું હતું તથા તેમને સદ્‌ગુરુ તરીકે માની તેમનું શરણ સ્વીકાર્યું હતું.

શ્રીમદ્‌ને પાછું વવાણિયા જવા વિચાર થયો ત્યારે તેમને માટે મોસાળમાંથી મીઠાઈનો એક ડબો ભાથા માટે ભરી આપ્યો હતો. તે લઈને તથા બધાંની રજા લઈને ચાલ્યા. ભાઈ ધારસીભાઈને પણ મળીને તેમની રજા લઈને ચાલ્યા. પોતાની પાસે ભાડાના પૈસા નહોતા. તેથી એક કંદોઈને ત્યાં એ ભાથું વેચીને ભાડા જેટલા પૈસા મેળવ્યા; પણ ધારસીભાઈ સાથે આટલું બધું ઓળખાણ થયું હતું છતાં કાંઈ પણ માગણી ન કરી કે ઉછીના પૈસા પણ ન લીધા. 'પુત્રના લક્ષણ પારણામાંથી જણાય' એવી કહેવત છે તે પ્રમાણે તેમનામાં આટલી નિઃસ્પૃહતા આટલી નાની ઉમ્મરે પણ ઊગી નીકળી હતી. સમજુ ગૃહસ્થની પેઠે તેમનો સિદ્ધાંત હતો કે

"મર જાઉં માગું નહીં, અપને તનકે કાજ;
પરમારથકે કારણે માગું, ન સમજું લાજ."

કચ્છના ભાઈઓની સગવડ યથાયોગ્ય થાય તે માટે ધારસીભાઈને વિનંતી કરી તેમની આગતા સ્વાગતા સાચવી, પણ પોતાને થોડા ભાડાના પૈસા જોઈતા હતા તો પણ તે ખાતર હાથ લાંબો કરી દીનતા કરી નહિ.

## ૫

## સ્ત્રીનીતિ બોધક (ગરબાવળી)

સં. ૧૯૪૦ માં બહાર પડેલ 'સ્ત્રીનીતિ બોધક વિભાગ ૧લો' શ્રીમદ્‌ના સોળ વર્ષ પહેલાં લખેલાં લખાણોમાંનું પ્રથમ પુસ્તક છે. તેના મુખપૃષ્ટ ઉપર ભુજંગી છંદની એક કડી છે.

"થવા દેશ આબાદ સૌ હોંશ ધારો,
ભણાવી ગણાવી વનિતા સુધારો;
થતી આર્યભૂમિ વિષે જેહ હાનિ,
કરો દૂર તેને તમે હિન માની."

સ્ત્રીકેળવણીની આમ સૂચના કરી, સંસાર-સુધારાની પ્રેરણારૂપે સ્ત્રીકેળવણી વિષે નીચેનો મનહર છંદ પ્રથમ પાને પાછળ છાપેલો છે:

"કુધારે કરેલો બહુ, હુમલો હિંમત ધરી,
વધારે વધારે જોર, દરશાવિયું ખરે;
સુધારાની સામી જેણે, કમર કસી છે હસી,
નિત્ય નિત્ય કુસંપ જે, લાવવાને ધ્યાન ધરે;
તેને કાઢવાને તમે, નાર-કેળવણી આપો,
કુચાલો નઠારાં કાઢો, બીજાં જે બહુ નડે;
રાયચંદ પ્રેમે કહે, સ્વદેશી સુજાણ જનો,
દેશહિતે કામ હવે, કેમ નહીં આદરે?"

પચાસ પાનાંના પુસ્તકને શોભે તેવી નાની બેત્રણ પાનાંની પ્રસ્તાવના બહુ સુંદર રીતે લખી છે. સ્ત્રીકેળવણી વધતી જાય તેની સાથે વાંચવાનો શોખ વધે, તેને માટે સ્ત્રીઓને યોગ્ય સારાં પુસ્તકો લખવા વિદ્વાનોને વિનંતી કરી, જૂના વિચારના લોકોના સ્ત્રીકેળવણી સામે મુકાતા આક્ષેપો દૂર કર્યા છે તે વખતે છપાયેલાં સ્ત્રીઓને વાંચવા યોગ્ય પાંચસાત પુસ્તકોનાં નામ આપ્યાં છે. સ્ત્રીઓ નહિ સુધરવાનું કારણ બાળલગ્ન, કજોડાં અને વહેમ કે અજ્ઞાન છે એમ જણાવી બાળલગ્નની હાનિ વિચારવા વિનંતી કરી છે. ત્રણ ભાગમાં 'સ્ત્રીનીતિ બોધક' લખવા વિચાર રાખી આ પ્રથમ ભાગ બહાર પાડ્યો છે. થોડી કિંમત રખાય અને ઘણા લાભ લઈ શકે એ હેતુથી ચાર આનામાં પ્રથમ વિભાગ પ્રસિદ્ધ કર્યો છે.

હાલ શાળાઓમાં બાળ-ગરબાવળી ચાલે છે તે પ્રકારનું આ પુસ્તક છે. પરંતુ બેત્રણ ચોપડી ભણી ઉઠી ગયેલી મોટી ઉમ્મરની બહેનોને પણ વાંચવું ગમે તેવી સરળ ભાષા અને ઉપયોગી વિષયો વિષે તેમાં પદ્યો છે. સ્ત્રીઓમાં ગવાતા રાગમાં-ગીત, ધોળ, ગરબાની પદ્ધતિ પ્રમાણે ચાર ભાગ પાડી પુસ્તક છાપ્યું છે. પહેલા ભાગમાં

ઈશ્વરપ્રાર્થના, ભક્તિ અને ઉપકાર ઉપરાંત ક્ષણભંગુર દેહ, માતાએ પુત્રીને દીધેલી શિખામણ, વખત નકામો ન ગુમાવવો, ઉદ્યમ અને ઉદ્યમથી થયેલાં કામ વિષે ગરબીઓ છે.

બીજા ભાગમાં વિદ્યા, કેળવણીના ફાયદા, કેળવણી, અભણ સ્ત્રીને ધિક્કાર, સુગ્રંથ વાંચવા વિષે, સારી શીખ સુણવા વિષે ગરબીઓ છે.

ત્રીજા ભાગમાં સુધરવા વિષે, સદ્‌ગુણ સજવા વિષે, સુનીતિ વધારવા વિષે, સત્ય વિષે, પરપુરુષ અને વ્યભિચાર ત્યાગ વિષે ગરબીઓ છે.

અને ચોથા ભાગમાં સદ્‌ગુણી સજનની તથા સદ્‌બોધ–શતક છે.

કવિ નર્મદાશંકરના સુધારાનો જુસ્સો અને કવિ દલપતરામની સરળ નીતિનાં લખાણોનું મિશ્રણ આ નાના પુસ્તકમાં સુંદર રીતે દેખાય છે. પહેલી જ ગરબીમાં પ્રાર્થના કરેલી છે કે:—

"દેશહિત દયાળુ કરાવ, નમું તને હેતે રે,
જેથી ઉપજે આનંદ ભાવ, નમું તને હેતે રે."

ગરબી ૨૨ મીમાં લખે છે:

"ડાટ કૃષ્ણ–ગીતથી જેમ છે વળ્યો રે લોલ;
એથી વધ્યો વ્યભિચાર ક્લેશ તો ભળ્યો રે લોલ."

ગરબી ૧૬ મીમાં 'સુધરવા' વિષે લખે છે:

"સંપીને સાથે નારીઓ, ભરો. વનિતા કેરો જ સમાજ-સુધરજો સ્નેહથી,
વાતો કરો સુધર્યા તણી, વળી કરજો સુધારા કાજ- ,,
દુષ્ટ ધારા નડ્યા દેશને, જેથી પડતી થઈ છે બેન ,,
જેથી કુસંપ વધી ગયો, હરી લીધું સુખ ને ચેન ,,

પંદર વર્ષ જેટલી વયમાં પણ ભાષા ઉપર સારો કાબુ હોવાથી અને સ્વાભાવિક કવિત્વ હોવાથી પ્રાસ કે યમક માટે તાણી ખેંચીને

પ્રયત્ન કરેલો પણ જણાતો નથી. પાણીના પ્રવાહની પેઠે ભાષા ભાવને અનુસરી વહે છે. દાખલા તરીકે:

કેવળ પૈસામાં નહીં ચિત્ત જ જોડવું
તેમ ન કરવો આજો કો દી લોભ જો;
સંસારી મુસાફરીમાં ફરીને જવું,
નહીં કરનારો એનો કોઈ થોભ જો—
ક્ષણભંગુર જાણીને તું તો દેહને
ભજજે ભાવ ધરી ભગવાન જો,
નથી ભરોસો પળનો એમજ જાણજો
માટે કરજે ના તોફાન જો.— ક્ષણભંગુર૦

*

હિમ્મત—હિમ્મત હર્ષે તે પીછાણતી,
આળસ ન મળે જેને કોઈ અંગ જો;
વખત નકામો કો દી જાવા દે નહીં,
કીધો જેણે વેંમ તણો બહુ ભંગ જો—
સજ્જની સારીનાં સુલક્ષણ સાંભળી,
તેવી થાવા કરજે રૂડાં કામ જો;
સદ્ગુણી થાવાનું જે કોઈ ઇચ્છશે,
શાણી નારી જાણો તેનું નામ જો— સજ્જની૦

છેલ્લું કાવ્ય 'સદ્બોધ-શતક' છે તે સ્ત્રીઓના નીતિશતક સમાન છે તેમાં સંગ, નીતિ, ધીરજ, હિમ્મત, સત્ય, નિષ્કપટપણું ભક્તિ, દેશદાઝ, સુધારો, ઉદ્યમ, કુસંગનો ત્યાગ, વિદ્યા, ગર્વનો ત્યાગ, પરપુરુષત્યાગ, નાસ્તિકનાનો ત્યાગ, દયા, ધર્મપ્રેમ, ગ્રંથલેખન, ખર્ચ ઘટાડવું, ક્ષમા, પુણ્ય, નમ્રતા, વિનય, સજ્જનીનો સંગ, મૂરખ નારીનો ત્યાગ, જુગારનો ત્યાગ, મરણનો વિચાર, જ્ઞાનમાર્ગની શોધ, પતિ

ભક્તિ, પાત્રદાન, પરમાર્થ પ્રેમ, વાંચન વધારવા ભલામણ વગેરે વિષયો ટૂંકામાં સ્મરણ રાખવા ધોળમાં ગાયા છે.

"ઉપાય ઘટતા આદરો, દેશ–હિતને કામ;
દેશનું હિત ન ધારશે તે મૂરખનું નામ–વિશ્વપિતા વંદન કરું.
દેશ તણી સેવા કરો, ધરો પ્રીતિ ને ભાવ;
મમતા આણી નેહથી, લહો એટલો લ્હાવ. વિશ્વપિતા૦
પુરુષ પર એ નર્કની, જાણો ખાણ જરૂર;
એવા ક્ષણિક સુખમાં, કેમ બનો ચકચૂર. વિશ્વ૦
ગર્વ નહિ ઉર આણતાં, બની કોદી શ્રીમંત,
કો દિન આવશે નાર ઓ! એહ લક્ષ્મીના અંત. વિશ્વ૦
રાખવી તો દયા દેહમાં, હે! શાણી ગુણવાન;
'દયા જ ધર્મનું મૂળ છે' કેવત સત્ય પ્રમાણ. વિશ્વ૦
વિવેક રાખી વર્તજો, ગુણ તણી થઈ જાણ;
ગરીબ જનોને આપજો, રૂડી રીતે માન. વિશ્વ૦

*

વિનય વિષે હું શું કહું, એ તો ગુણ અમૂલ્ય;
નથી ગુણ બીજો અરે? નારી! એની તુલ્ય. વિશ્વ૦
જીભ જુઓ નરમાશથી, રહી છે વચ્ચે દાંત;
ક્રોધ કરે જો કારમી, માર ખાય ધરી ખાંત. વિશ્વ૦

*

સજ્જની રત્ન સમાન છે, મણિ પારસ છે એહ;
લોઢું કંચન થાય છે, તે તો જાણે તેહ. વિશ્વ૦
ગંગા સમાન સુસંગ છે, ખરું દઉં છું ચિત્ર;
સુમિત્ર સુખ શું વર્ણવું? કળા પરમ પવિત્ર, વિશ્વ૦

*

કાળ ગતિ તો મોટી છે, નહીં એને દરકાર;
આગ્યે ઘડી નહીં મૂકશે, માટે કરો વિચાર વિશ્વ૦
તર્કટ કરશો કો કદી, આપે તેવો લાભ;
પુણ્ય કરે તો તેમને, મળશે સત્-ધર્મ આભ વિશ્વ૦
નવરી બેગી ગ્હીશ નહિ, કારણુ વખત અમૂલ્ય
સોનું પણ નહીં આવશે કો દી એની તુલ્ય. વિશ્વ૦
સજ્જનીના પગ પૂજજે, એથી થાશે ઠીક;
મૂળો અનીતિનાં વાઢશે, કાઢી બુદ્ધિ અઠીક વિશ્વ૦

*

નાના કેરી સેવા સજ્જે, એ તીરથનું સ્થાન;
મોહિત થાવુ ન મૂરખી, બહુ થાજે ગુણવાન. વિશ્વ૦
પરમારથ કરવા સદા, ધારો ઉર ઉમગ;
ઈશ્વર પ્રીતિ મેળવો, કરો સદા સત્સગ. વિશ્વ૦
વાચન-વ્યસન વધારજે, ગણી લીધું* જ્ઞાન;
વાચ્યાથી રહુ છુ થશે, ડાહી તું વિદ્વાન. વિશ્વ૦
લક્ષણ સારા ગણીને, કરો રૂડેરાં કામ;
સજ્જનમાં વખણાઓ તો, તોજ સજ્જની નામ. વિશ્વ૦

હાલ આ પુસ્તકની છાપેલી પ્રત મળી શકતી નથી અને પચાસ વર્ષ પહેલાંના આ સમાજને અતિ ઉપયોગી પુસ્તકનો કંઈક પરિચય વાંચનારને કરાવવાના હેતુથી વિસ્તૃત અવતરણો ટાંકવામાં સંકોચ રહેવા છતાં જરૂર જણાયાથી તેમ કર્યું છે. આ 'સ્રીનીતિ બોધક'ની

*પ્રમાદ અને અહંકારથી જ્ઞાન સકાઈ જાય છે, શુષ્કજ્ઞાન ગણાય છે વિનય અને ભક્તિના રસસિંચનથી જ્ઞાનનાં મૂળ હૃદયમાં ઊંડાં ઊતરે છે અને જ્ઞાન લીધું રહે છે. —લેખક

ફરી આવૃત્તિ જો બહાર પડે તો મોટી ઉમ્મરે ભણવાનું શરૂ કરનાર સ્ત્રીઓને અત્યંત ઉપયોગી નીવડે એમ લાગે છે.

હાલ કન્યાશાળાઓમાં ચાલતી પં. નવલરામ લક્ષ્મીરામની બાળ ગરબાવળી કરતાં ભાષા સરળ અને સ્ત્રીસ્વભાવને અનુકૂળ તથા નીતિના ધોરણથી લખાયેલ 'સ્ત્રીનીતિ બોધક' પુસ્તક માતા-પિતાએ પોતાની પુત્રીને, ભાઈએ પોતાની બ્હેનને અને પતિએ પોતાની ધર્મપત્નીને તથા સગાંવ્હાલાએ મંગળ પ્રસંગોમાં કન્યાઓને અને વાંચતાં શીખવાની ભાવનાવાળી કે થોડું ભણેલી યુવાન સ્ત્રીઓને ભેટ આપવા લાયક છે.

પાછળના બે ભાગ લખાયા જણાતા નથી. આ પ્રથમ ભાગ જોતાં એમ અનુમાન થાય છે કે જો બન્ને ભાગ લખાયા હોત તો સ્ત્રીસાહિત્યમાં અગ્રભાગ ભજવે તેવા ગ્રંથો શ્રીમદે લખ્યા હોત.

'સ્ત્રીનીતિ બોધક'ને અંતે જાહેર ખબરમાં લખેલું છે કે 'કાવ્યમાળા' એ નામનું એક સુનીતિ બોધક પુસ્તક મેં રચીને તૈયાર કરેલું છે, જેની અંદર એકસો ને આઠ કાવ્યો છે અને તેના ચાર ભાગ પાડેલા છે. તેનું કદ બસો પૃષ્ટનું થશે. અગાઉથી ગ્રાહક થનાર પાસે રૂ ૦-૧૦-૦ લેવામાં આવશે. નીતિદર્શક પુસ્તકોનો ફેલાવો થવાનો આધાર પ્રજા પર રહે છે. આ કાવ્યમાળા પ્રસિદ્ધ થઈ છે કે નહિ તેની માહિતી મળી નથી. લખેલી નકલ પણ મળી શકી નથી.

કોઈને એમ પ્રશ્ન થાય કે નીતિનાં પુસ્તકો લખવાની આ મહાપુરુષને શી જરૂર હતી? આત્મ અનુભવ વિષે કે ધર્મના મૂળ મુદ્દા વિસ્તારથી સમજાવવાની શરૂઆત કેમ ન કરી? તેનું સમાધાન શ્રીમદ્‌ના સં. ૧૯૫૦ ચૈત્ર વદ ૧૪ના પત્રમાં નીચેના લખાણમાં પ્રાપ્ત થાય છે.

'જે મુમુક્ષુ જીવ ગૃહસ્થ વ્યવહારમાં વર્તતા હોય, તેણે તો અખંડ નીતિનું મૂળ પ્રથમ આત્મામાં સ્થાપવું જોઈએ; નહીં તો

ઉપદેશાદિનું નિષ્ફળપણું થાય છે. દ્રવ્યાદિ ઉત્પન્ન કરવા આદિમાં સાંગોપાંગ ન્યાયસંપન્ન રહેવું તેનું નામ નીતિ છે. એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગ, વૈરાગ્ય ખરા સ્વરૂપમાં પ્રગટે છે અને તે જ જીવને સત્પુરુષનાં વચનનું તથા આજ્ઞાધર્મનું અદ્ભુત સામર્થ્ય માહાત્મ્ય અને રહસ્ય સમજાય છે અને સર્વ વૃત્તિઓ નિજપણે વર્તવાનો માર્ગ સ્પષ્ટ સિદ્ધ થાય છે."

## ૬

## મોક્ષમાળા—બાલાવબોધ

જેમ ગંગા નદી ઊંચા હિમાલય પર્વતના સરોવર અને ઝરણાંનાં પાણીના પ્રવાહોને વહાવતી પથ્થરોના સમૂહમાં થઈને અનેક આશ્રમો, ગામડાં, ગુરુકુળો અને શહેરો તથા વન ઉપવન અને ક્ષેત્રોને ઉપકાર કરતી સપાટ પ્રદેશમાં મોટા પટ સહિત યમુના આદિ નદીઓમાં ભળી સાગરમાં જઈને શમાય છે તેમ શ્રીમદ્ રાજચંદ્રની પ્રજ્ઞા પૂર્વે આરાધેલા અનેક મહાપુરુષોના ઉપદેશામૃતના સંચયના સરોવરમાંથી ઉદ્ભવી અનેક વિષયના ગ્રંથોના વાંચનનો સાર સંગ્રહી અનેક મુશ્કેલીઓ વટાવીને પોતાના પરિચિત અપરિચિત નરનારીઓ, બાળક-યુવાન-વૃદ્ધ, પુસ્તકાલય, શાળાઓ, શિક્ષકો અને અનેક જમાનાની પ્રજાને ઉપકાર કરતી વિશાળ અનુભવ પ્રગટ કરતી મોક્ષમાર્ગને ઉપયોગી વૈરાગ્ય, વિવેક અને ઉપશમને વિસ્તારતી આત્માની અનંત શક્તિઓના નિધાનરૂપ મોક્ષમાં શમાય છે.

વાંચન, સ્મરણ, વિચાર, નિર્ધાર અને તેનો વારંવાર અભ્યાસ, ભાવનારૂપ પરિણમાવવાથી જે અનુભવના આનંદની વૃદ્ધિ પોતાને પ્રગટતી તેની વાનગીરૂપ ખાનગી નોંધ, પત્ર કે પુસ્તક આકારે પ્રગટ થતાં અન્ય જીવોને લાભ થતો. તેવાં લખાણોનો સંગ્રહ 'શ્રીમદ્ રાજચંદ્ર'

પુસ્તકમાં થયેલો છે. તેમાં પ્રથમ પ્રસિદ્ધ થયેલી 'પુષ્પમાળા' છે. સોળ વર્ષ પહેલાંનાં લખાણોમાં એ ગણાય છે.

'સ્ત્રીનીતિ બોધક'માં અનીતિ દૂર થાય અને નીતિ-સદાચાર પ્રત્યે પ્રેમ થાય તે પ્રકારે સત્ય, શીલ, ઉદ્યમ આદિ વિષયોનો વિસ્તાર મર્યાદિત પ્રમાણમાં કર્યો છે અને આ 'પુષ્પમાળા'માં સૂત્રાત્મક વાક્યોની શૈલીથી ઘણો અર્થ ટૂંકા વાક્યોમાં શમાય તે પ્રકારે ૧૦૮ બોલ લખ્યા છે. તે વાક્યો વાંચનારની બાહ્યવૃત્તિ રોકી પોતાને આજે કે હવે પછી શું કરવું ઘટે તે વિચારમાં પ્રેરે તેવાં છે. વાંચનારની વિચારશક્તિ ઉત્તેજિત કરી, શબ્દસમૂહ પાછળ રહેલા અર્થ અને પરમાર્થના પ્રદેશમાં પ્રવેશ કરવાની પ્રેરણા કરે એવાં ટૂંકાં પણ તીક્ષ્ણ બાણની પેઠે ઊંડા ઊતરી જાય તેવાં તે વાક્યો છે. આ વાક્યો છપાયેલાં હોવાથી એકવાર વાંચી જવાથી પણ વિચારવાન મનુષ્યને તેનું મહત્ત્વ જણાયા વિના નહિ રહે એટલે તેમાંથી અવતરણ આપવા કરતાં માત્ર વાંચવાની ભલામણ કરીને વિરમું છું. છેલ્લા ૧૦૮ મા બોલમાં પોતેજ જણાવ્યું છેઃ "લાંબી ટૂંકી કે ક્રમાનુક્રમ ગમે તે સ્વરૂપે આ મારી કહેલી પવિત્રતાનાં પુષ્પોથી છવાયેલી માળા પ્રભાતના વખતમાં, સાયંકાળે અને અન્ય અનુકૂળ નિવૃત્તિએ વિચારવાથી મંગલદાયક થશે. વિશેષ શું કહું ?

"મોક્ષમાળા" વિષે સં. ૧૯૫૫માં શ્રીમદે પોતે જણાવ્યું છે;

"મોક્ષમાળા અમે સોળ વરસ અને પાંચ માસની ઉમ્મરે ત્રણ દિવસમાં રચી હતી. ૬૭મા પાઠ ઉપર શાહી ઢોળાઈ જતાં તે પાઠ ફરી લખવો પડ્યો હતો, અને તે ઠેકાણે 'બહુ પુણ્ય કેરા પુંજથી'નું અમૂલ્ય તાત્ત્વિક વિચારનું કાવ્ય મૂક્યું હતું.

"જૈનધર્મને યથાર્થ સમજાવવા તેમાં પ્રયાસ કર્યો છે. જિનોક્ત માર્ગથી કાંઈ પણ ન્યૂનાધિક તેમાં કહ્યું નથી. વીતરાગ માર્ગ પર આબાલવૃદ્ધની રુચિ થાય, તેનું સ્વરૂપ સમજાય, તેનું બીજ હૃદયમાં રોપાય તેવા હેતુએ બાલાવબોધ રૂપ યોજના તેની કરી છે. તે શૈલી

તથા તે બોધને અનુસરવા પણ એ નમૂનો આપેલ છે. એનો પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે તે કોઈ કરશે

"એ છપાતાં વિલંબ થયેલ તેથી (અગાઉથી થયેલા) ગ્રાહકોની આકુળતા ટાળવા 'ભાવનાબોધ' ત્યારપછી રચી ઉપહારરૂપે ગ્રાહકોને આપ્યો હતો

"ઝાઝા, લાંબા લેખથી કાંઈ જ્ઞાનની, વિદ્વત્તાની તુલના ન થાય, પણ સામાન્યપણે જીવોને એ તુલનાની ગમ નથી."

સં. ૧૯૫૬ માં 'મોક્ષમાળા'ની બીજી આવૃત્તિના પ્રસંગે પોતે પ્રકાશકને સૂચના કરી છે:

"ૐ મોક્ષમાળામાં શબ્દાંતર અથવા પ્રસંગ વિશેષમાં કાંઈ વાક્યાંતર કરવાની વૃત્તિ થાય તો કરશો. ઉપોદ્ઘાત આદિ લખવાની વૃત્તિ હોય તો લખશો. જીવન ચરિત્રની વૃત્તિ ઉપશાંત કરશો.

"ઉપોદ્ઘાતથી વાચકને, શ્રોતાને, અલ્પ અલ્પ મતાંતરની વૃત્તિ વિસ્મરણ થઈ જ્ઞાની પુરુષોના આત્મ-સ્વભાવરૂપ પરમધર્મનો વિચાર કરવાની સ્ફુરણા થાય એવો લક્ષ સામાન્યપણે રાખશો. સહજ સૂચના છે શાંતિ........."

"મોક્ષમાળાના પાઠ અમે માપી માપીને લખ્યા છે"

"ફરી આવૃત્તિ અંગે સુખ ઉપજે તેમ પ્રવર્તો. કેટલાંક વાક્ય (અંડર લાઈન) નીચે લીટી દોરી છે. તેમ કરવા જરૂર નથી.

"શ્રોતા-વાચકને બનતાં સુધી આપણા અભિપ્રાયે ન દોરવા લક્ષ રાખવું. શ્રોતા-વાચકમાં પોતાની મેળે અભિપ્રાય ઉગવા દેવો. સારાસાર તોલ કરવાનું વાંચનાર-શ્રોતાના પોતાના પર છોડી દેવું. આપણે તેમને દોરી તેમને પોતાને ઉગી શકે એવા અભિપ્રાયને થંભી ન દેવો."

એક પ્રૌઢ અનુભવી કેળવણીકાર જેમ પોતાની પહેલાંના જમાનાનો વિચાર કરી પૂર્વે થઈ ગયેલા કેળવણીકારોનો અનુભવ લક્ષમાં લઈ, પોતાના જમાનાની જરૂરિયાતો તથા ભાવિ જમાનાની જરૂરિયાતો ઉપર પહોંચે તેટલી દીર્ઘદૃષ્ટિ મૂકી, માનવ સ્વભાવને લક્ષમાં લઈને માર્ગદર્શક ગ્રંથો ગૂંથે તથા શિક્ષણ પદ્ધતિ યોજે, તેથી પણ વિશેષ યોગ્યતા અને વિશેષ દીર્ઘદૃષ્ટિથી શ્રીમદે મોક્ષ-માળાની યોજના વિચારી તેની શરૂઆત કરી છે. સામાન્ય કેળવણી લઈ શાળામાંથી ઉઠી ગયેલાં કે વિશેષ કેળવણી પામેલાં નરનારીઓ તથા જેમણે લખવા વાંચવાનો પણ અભ્યાસ ન કર્યો હોય તેમ છતાં વિચાર કરી શકે તેવાં શક્તિવાળાં નરનારીઓની વિચાર શક્તિનો પ્રવાહ કયી દિશામાં વાળવો હિતકારી છે, શું વિચારવાથી પોતાને અને પરને ઉપકારી જીવન તે ગાળી શકે, મનુષ્ય જન્મની મહત્તા અને સફળતા સમજવા તથા સાધવા તેમણે કેમ વર્તવું, મનુષ્યભવ પામેલો હારી જવાય તેવી ભૂલવણીનાં કયાં સ્થાનકો છે અને તે કેમ તજવાં–આદિ અનેક પ્રશ્નોના ઉકેલરૂપે કે મનુષ્યધર્મ અથવા આત્મધર્મની ઓળખાણ કરાવવા મોક્ષમાળાની તેઓએ સંકલના વિચારી ત્વરાથી તેની શરૂઆત કરી ત્રણ દિવસમાં જ પ્રથમ પુસ્તક તૈયાર કરી જનસમાજને તેનો લાભ લેવા જાહેર કરેલું, તેનો લાભ લેવા અગાઉથી ગ્રાહકો પણ મળી આવેલા, પણ તે જમાનામાં છાપખાનાંની અનુકૂળતા હાલના જેટલી નહિ તથા અન્ય પરાધીન પ્રસંગોને વશ પુસ્તક છપાતાં ઢીલ થઈ અને લગભગ બસો પાનાંનું પુસ્તક છપાઇને તૈયાર થઇ જતાં ઘણો વખત લાગશે તેથી ગ્રાહકો અધીરા સ્વભાવથી અકળાશે એમ પોતાને સમજાયાથી પચાસ પાનાનું એક નવું પુસ્તક રચી 'ભાવના બોધ' નામે પ્રથમ પ્રસિદ્ધ કરી અગાઉથી મદદ કરનાર ગ્રાહકોને ભેટ તરીકે આપ્યું. સોળ સત્તર વર્ષની ઉમ્મરમાં કેટલી કાર્ય કુશળતા તથા જવાબદારીનું ભાન તેમને હતું તેનો આ અચૂક પુરાવો છે.

શાળાનાં પાઠ્ય પુસ્તકો તરીકે વાંચી જવાનું કે ભણી જવાનું આ પુસ્તક નથી. પણ, પરીક્ષા જીવન ઉપર અસર કરે છે તેથી વિશેષ મહત્ત્વનું અને જીવનની સફળતાનું સાધન હોવાથી, તેનું મનન નિદિધ્યાસન કરી પોતાના દોષો દેખી તે દોષો ટાળવામાં આ પુસ્તક દ્વારા શી મદદ મળી શકે એમ છે તે વિચારી જીવન સુધારવાના સાધન તરીકે વાપરવાની ભલામણ આપતાં જે 'શિક્ષણ પદ્ધતિ અને મુખમુદ્રા' નામ રાખી પ્રથમ પ્રસ્તાવના લખી છે, તે શિક્ષકોએ, માબાપોએ અને વિચારવાન અભ્યાસીઓએ બહુ વિચારવા યોગ્ય છે :

'મધ્યસ્થતાથી એમાં તત્વજ્ઞાન અને શીલ બોધવાનો ઉદ્દેશ છે. આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો હેતુ ઉછરતા બાળ યુવાનો અવિવેકી વિદ્યા પામી આત્મસિદ્ધિથી ભ્રષ્ટ થાય છે તે ભ્રષ્ટતા અટકાવવાનો પણ છે. બહુ ઊંડા ઊતરતાં આ મોક્ષમાળા મોક્ષના કારણરૂપ થઈ પડશે.

'પાઠક અને વાંચક વર્ગને મુખ્ય ભલામણ એ છે કે શિક્ષાપાઠ પાઠે કરવા કરતાં જેમ બને તેમ મનન કરવા, તેમનાં તાત્પર્ય અનુભવવાં. જેમની સમજણમાં ન આવતાં હોય તેમણે જ્ઞાતા શિક્ષક કે મુનિઓથી સમજવા, અને એ જોગવાઈ ન હોય તો પાંચ સાત વખત તે પાઠો વાંચી જવા. એક પાઠ વાંચી ગયા પછી અર્ધ ઘડી તે પર વિચાર કરી અંતઃકરણને પૂછવું કે શું તાત્પર્ય મળ્યું ? તે તાત્પર્યમાંથી હેય (તજવાયોગ્ય) જ્ઞેય (જાણવાયોગ્ય) અને ઉપાદેય (આદરવાયોગ્ય) શું છે ? એમ કરવાથી આખો ગ્રંથ સમજી શકાશે, હૃદય કોમળ થશે; વિચાર શક્તિ ખીલશે; અને જૈન તત્ત્વ પર રૂડી શ્રદ્ધા થશે. આ ગ્રંથ કંઈ પઠન કરવારૂપ નથી; પણ મનન કરવારૂપ છે. અર્થરૂપ કેળવણી એમાં યોજી છે તે યોજના બાળાવબોધ રૂપ છે, વિવેચન અને પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે. આ એમાંનો એક ટુકડો છે. છતાં સામાન્ય તત્વ રૂપ છે.

કોઈ પણ ઉપયોગી પુસ્તક માટે આ ઉત્તમ શિખામણ છે. હેય, જ્ઞેય અને ઉપાદેયની કસોટી ઉપર ચઢાવીને ચોપાનિયાં, માસિક કે અન્ય ગ્રંથમાળાઓ વાંચવાની ટેવ જો વાંચકને પડે તો જીવનનો અમૂલ્ય વખત નિરર્થક અક્ષરો ઉકેલવામાં જતો ઘણો બચી જાય અને જેમાંથી વિશેષ ગ્રહણ કરવા યોગ્ય લાગે તેમાં તે વખતનો ઉપયોગ અવશ્ય થાય.

મોક્ષમાળાનો પ્રથમ પાઠ પણ 'વાંચનારને ભલામણ' છે. તેમાં પણ પોતે જણાવ્યું છે:

'કેટલાક અજ્ઞાન મનુષ્યો નહીં વાંચવા યોગ્ય પુસ્તકો વાંચીને અમૂલ્ય વખત વૃથા ખોઈ દે છે; જેથી તેઓ અવળે રસ્તે ચઢી જાય છે. આ લોકમાં અપકીર્તિ પામે છે; અને પરલોકમાં નીચ ગતિએ જાય છે."

'તમે આ પુસ્તકનો વિનય અને વિવેકથી ઉપયોગ કરજો, વિનય અને વિવેક એ ધર્મના મૂળ હેતુઓ છે.'

'તમને બીજી એક આ પણ ભલામણ છે કે, જેઓને વાંચતાં આવડતું ન હોય, અને તેઓની ઇચ્છા હોય તો આ પુસ્તક અનુક્રમે તેમને વાંચી સંભળાવવું.'

'તમારા આત્માનું આથી હિત થાય; તમને જ્ઞાન, શાંતિ અને આનંદ મળે; તમે પરોપકારી, દયાળુ, ક્ષમાવાન, વિવેકી અને બુદ્ધિશાળી થાઓ; એવી શુભ યાચના અર્હત્ ભગવાન પાસે કરી આ પાઠ પૂરો કરું છું."

બાળપ્રસ્તાવના, આશિષ અને સૂચનારૂપે પ્રથમ પાઠ જણાવી આ ગ્રંથના પાયારૂપ 'સર્વમાન્ય ધર્મ' નામે ઉત્તમ કાવ્યમાં દયાનું સ્વરૂપ કે 'એ ભવતારક સુંદર રાહ' બતાવ્યો છે. અને ઊંડો વિચાર કરવા પણ સૂચના આપી છે. 'તત્વરૂપથી એ ઓળખે તે જન પહોંચે શાશ્વત સુખે.'

જ્ઞાની પુરુષોના વચનોમાં અપૂર્વ ચમત્કાર રહેલો છે; તે આત્માને જાગ્રત કરનાર છે. કોઇ જીવ એકજ વાક્યથી આત્મજ્ઞાન પામ્યા છે. અષ્ટાવક્રે જનકવિદેહીને 'બ્રહ્મ સત્યં, જગત્ મિથ્યા' એટલું જ જણાવતાં પેંગડે પગ અને બ્રહ્મ ઉપદેશની કહેવત પ્રમાણે તેમને આત્મસ્વરૂપ સમજાતાં વાર ન લાગી અને કોઈને માટે અનેક ગ્રંથોના ઉપદેશની જરુર પડે છે. તેમ કોઈ યોગ્ય આત્માને 'દયા ધર્મનું મૂળ છે' કે 'અહિંસા પરમ ધર્મ છે' એમ વિચારતાં આત્મ ધર્મની ઓળખાણ થઈ જાય, તેવું પ્રથમ કાવ્ય અત્યંત મહત્વનું છે.

કોઈ કોઈ વિચારવાને જીવોને આ જગતની વિચિત્રતા વિચારતાં પણ આત્મજ્ઞાન થયું છે. વર્તમાન સ્થિતિનો વિચાર કરતાં પૂર્વ ભવનું સ્મરણ થયું છે, અને તેથી પહેલાં હતો, હાલ છે અને અનંતકાળ સુધી રહેશે એવા શાશ્વત આત્માનું અસ્તિત્વ અને ઓળખાણ થયું છે. તે વિચારમાં પ્રેરવા 'કર્મના ચમત્કાર' નામે ત્રીજો પાઠ બાળકોને સમજાય તેવી સરળ છતાં અસરકારક ભાષામાં-જીવ બાંધેલાં કર્મ ભોગવે છે-એ વિષે યોજ્યો છે.

બાંધેલાં કર્મથી જીવ છૂટી શકે છે અને સર્વ કર્મથી મુક્ત થઈ મોક્ષ પ્રાપ્ત કરવાનું પ્રથમ સાધન મનુષ્ય દેહ છે. તેની મહત્તા આત્મધર્મ આરાધવાથી છે પણ મનુષ્યની આકૃતિથી નથી. વાંદરાને પણ મનુષ્યને મળતી આકૃતિ છે વગેરે ઉપદેશથી તથા મહાપુરુષો અલ્પવયમાં પણ આત્માને ઓળખી મનુષ્ય જીવન સફળ કરી ગયા છે માટે મરણ આવતા પહેલાં ચેતી જવા માટે 'માનવદેહ' નામનો પાઠ ચોથો મૂક્યો છે.

દૃષ્ટાંત અને કથાઓથી ઉપદેશની ઊંડી છાપ પડે છે, કડવી પણ હિતકારી ગોળી ગોળે વિંટાળીને ખવરાવવાથી રુચિ સહિત બાળકો ખાઈ જાય છે. તેમ શાસ્ત્રોમાં પણ ઉત્તમ સિદ્ધાંતો સમજાવવા કથાનકોનો ઉપયોગ થયેલો છે, 'ઉત્તરાધ્યયન' નામના જૈન

શાસ્ત્રમાં શ્રેણિક નામના મહારાજાને અનાથી મુનિના સમાગમે આત્મ-પ્રકાશક બોધથી આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું તે વાત છે. તે વાત આજના જમાનાનાં યુવાન–યુવતીઓને આકર્ષક લાગે તેવી ભાષા અને શૈલીથી ત્રણ પાઠમાં વર્ણવી સમ્યગ્દર્શન કે આત્મજ્ઞાન માટે મનુષ્યદેહ ઉપરાત આત્મજ્ઞાની ગુરુના ઉપદેશની જરૂર છે તે સિદ્ધ કર્યું છે. 'ભાવના બોધ' પ્રથમ છપાવ્યો છે તે ગ્રંથમાં પણ અશ-રણ ભાવનાના ઉદાહરણમાં આ જ કથા પોતે મૂકેલી છે.

જેણે નરકનું આયુષ્ય બાંધ્યું હતું એવા શ્રેણિક રાજાને પણ સદ્ગુરુનો યોગ થતાં ભાવ ફરી ગયા અને આત્માનું ઓળખાણ થયું. જીવનની દિશા બદલાઈ જતાં શ્રી મહાવીર સ્વામીના યોગે એવા ધર્મભાવમાં રંગાઈ ગયા કે નરકમાં જઇ આવી આવતા કલ્પમાં તે પોતે તીર્થંકર બની અનેક ભવ્ય જીવોના ઉદ્ધારક બનશે.

જેમ રત્નની પરીક્ષામાં ભૂલ થાપ કોઈ ખાઈ જાય, તો હજારો કે લાખો રૂપિયાનું નુકશાન સહન કરવું પડે છે તેમ ગુરુને ગ્રહણ કરવામાં ભૂલ આવે તો ધર્મને નામે ધાડ પડે. માટે સદ્દેવ અને સદ્ધર્મનું સ્વરૂપ સમજાવનાર ગુરુ સતસ્વરૂપ એટલે આત્મપ્રાપ્ત પુરુષ હશે તો તરવાનો માર્ગ હાથ આવશે. એમ જાણી પછીના ચાર પાઠમાં સદ્દેવનું માહાત્મ્ય, સદ્ગુરુની યોગ્યતા અને મહત્તા તથા સદ્ધર્મનું સ્વરૂપ સંક્ષેપમાં દર્શાવ્યું છે.

ધર્મ એ ગહન વિષય છે. પરંતુ તેમાં પ્રવેશ કરનારનું મહત્વની બાબતો તરફ લક્ષ દોરવવા પૂરતા આ પાઠ લખેલા છે. પરંતુ જેમ જેમ જીવની યોગ્યતા વધે તેમ તેમ તેનો વિશેષ વિચાર કરી શકે. તેમ છતાં આ ત્રણ તત્વ–દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ યથાર્થ જાણ-વાથી જ સતધર્મમાં પ્રવેશ થશે તથા આત્મજ્ઞાની ગુરુના બોધ વિના યથાર્થ સ્વરૂપે ત્રણે તત્વો સમજાવાં મુશ્કેલ છે એટલું પણ દૃઢતાથી સમજાય તો તેવા ગુરુની શોધમાં આત્માર્થી જીવ રહે અને અન્ય

કાર્યો કે અન્ય પ્રસંગોમાં બધું જીવન વહ્યું જવા ન દે, એ લક્ષથી ટૂંકામાં ત્રણે તત્ત્વની માત્ર રૂપરેખા દર્શાવી છે. 'પ્રજ્ઞાવબોધ'ની સંકલનામાં આ ત્રણે તત્ત્વો વિશેષ વિચાર દર્શાવવાનો અભિપ્રાય રાખ્યો લાગે છે

પછી સત્ય ધર્મની પ્રાપ્તિ જેને થઈ છે તે ગૃહસ્થ કેવી રીતે વર્તે તો ઉત્તમ ગતિ પામે તે વિષે સૂત્રાત્મક પણ સુંદર માર્ગદર્શક પાઠ લખ્યો છે.

જિનેશ્વરની ભક્તિ વિષે બે પાઠ અને ભક્તિ વિષે એક કાવ્ય લખ્યું છે તેમાંનો પ્રથમનો પાઠ સંવાદરૂપે લખેલો છે અને સતદેવ કોને કહેવા તે વિષે ચર્ચા કરીને 'શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ સિદ્ધ ભગવાન તેમજ સર્વ દૂષણરહિત, કર્મ મલહીન, મુક્ત, વીતરાગ, સકળ ભય રહિત, સર્વજ્ઞ સર્વદર્શી, જિનેશ્વર ભગવાનની ભક્તિથી આત્મશક્તિ પ્રકાશ પામે છે' એમ સાબિત કર્યું છે.

તેર વર્ષ સુધીની 'સમુચ્ચય વયચર્યા' માં પોતે જણાવ્યું છે કે પ્રથમ જગતકર્તામાં શ્રદ્ધા હતી. પછી જન્મભૂમિના જૈનોના સંસર્ગથી તથા પ્રતિક્રમણાદિ પુસ્તકોના વાંચનથી જિનેશ્વર દેવ ઉપર પણ શ્રદ્ધા થઈ હતી. પછીના કાળમાં વૈરાગ્ય અને વિચારના બળે એક જિનેશ્વર દેવ ઉપર શ્રદ્ધા દૃઢ થયેલી અને બીજા શિવ વિષ્ણુ આદિ દેવોની ભક્તિ મોક્ષ આપે તેવી લાગતી નથી એવી માન્યતા થયેલી સ્પષ્ટ આ પાઠમાં તેમણે દર્શાવી છે. મોક્ષમાળામાં પાઠ ૬૦, ૯૭ અને ૧૦૬ માં પણ એ માન્યતા કેવા વિચારોથી થઈ છે તેનું કંઈક બ્યાન આપેલું છે, તે નીચેના ઉતારા વાંચવાથી સ્પષ્ટ સમજાય છે:

"બીજા ધર્મમતોમાં તત્ત્વજ્ઞાન સંબંધી યથાર્થ સૂક્ષ્મ વિચારો નથી. કેટલાક જગતકર્તાનો બોધ કરે છે; જગતકર્તા પ્રમાણ વડે સિદ્ધ થઈ શકતો નથી."

'પવિત્ર જૈનદર્શનને નાસ્તિક કહેવરાવનારાઓ એક મિથ્યા દલીલથી ફાવવા ઇચ્છે છે, કે જૈનદર્શન આ જગતના કર્તા પરમેશ્વરને માનતું નથી. અને જગતકર્તા પરમેશ્વરને જે નથી માનતા તે તો નાસ્તિકજ છે. એવી માની લીધેલી વાત ભદ્રિક જનોને શીઘ્ર ચોટી રહે છે. કારણ તેઓમાં યથાર્થ વિચાર કરવાની પ્રેરણા નથી. પણ જો એ ઉપરથી એમ વિચારમાં આવે કે ત્યારે જૈન જગતને અનાદિ અનંત કહે છે તે કયા ન્યાયથી કહે છે? જગતકર્તા નથી એમ કહેવામાં એમનું નિમિત્ત શું છે? એમ એક પછી એક ભેદ રૂપ વિચારથી તેઓ જૈનની પવિત્રતા પર આવી શકે. જગત રચવાની પરમેશ્વરને જરૂર શી હતી? રચ્યું તો સુખદુઃખ મૂકવાનું કારણ શું હતું? રચીને મોત શા માટે મૂક્યું? એ લીલા કોને બતાવવી હતી? રચ્યું તો કયા કર્મથી રચ્યું? તે પહેલાં રચવાની ઇચ્છા કાં ન હતી? ઇશ્વર કોણ? જગતના પદાર્થ કોણ? અને ઇચ્છા કોણ? રચ્યું તો જગતમાં એકજ ધર્મનું પ્રવર્તન રાખવું હતું; આમ ભ્રમણામાં નાખવાની જરૂર શી હતી? કદાપિ એમ માનો કે એ બિચારાની ભૂલ થઈ! હશે! ક્ષમા કરીએ! પણ એવું દોઢડહાપણ ક્યાંથી સૂઝયું કે એને જ મૂળથી ઉખેડનાર એવા મહાવીર જેવા પુરુષોને જન્મ આપ્યો? એનાં કહેલાં દર્શનને જગતમાં વિદ્યમાનતા કાં આપી! પોતાના પગ પર હાથે કરીને કુહાડો મારવાની એને શું અવશ્ય હતી? એક તો જાણે એ પ્રકારે વિચાર અને બાકી બીજા પ્રકારે એ વિચાર કે જૈનદર્શક પ્રર્વતકોને એનાથી કંઈ દ્વેષ હતો? જગતકર્તા હોત તો એમ કહેવાથી એઓના લાભને કંઈ હાનિ પહોંચતી હતી? જગતકર્તા નથી, જગત અનાદિ અનંત છે એમ કહેવામાં એમને કંઈ મહત્તા મળી જતી હતી?—આવા અનેક વિચારો વિચારતાં જણાઈ આવશે કે જગતનું સ્વરૂપ છે તેમજ તે પવિત્ર પુરુષોએ કહ્યું છે. એમાં ભિન્ન ભાવ કહેવાનું એમને લેશ માત્ર પ્રયોજન નહોતું, સૂક્ષ્મમાં સૂક્ષ્મ જંતુની રક્ષા

જેણે પ્રણીત કરી છે, એક રજકણથી કરીને આખા જગતના વિચારો જેણે સર્વ ભેદે કહ્યા છે તેવા પુરુષોનાં પવિત્ર દર્શનને નાસ્તિક કહેનારા કઈ ગતિને પામશે એ વિચારતાં દયા આવે છે!"

"પ્રશ્ન: આટલું તો મને લાગે છે કે મહાવીરાદિક જિનેશ્વરનું કથન ન્યાયના કાંટા પર છે, પરંતુ જગનકર્તાની તેઓ ના કહે છે. અને જગત અનાદિ અનંત છે એમ કહે છે તે વિષે કંઈ કંઈ શંકા થાય છે કે આ અસંખ્યાત દ્વીપસમુદ્રયુક્ત જગત વગર બનાવ્યે ક્યાંથી હોય?

"ઉત્તર: આપને જ્યાં સુધી આત્માની અનંત શક્તિની લેશ પણ દિવ્ય પ્રસાદી મળી નથી, ત્યાં સુધી એમ લાગે છે; પરંતુ તત્ત્વજ્ઞાને એમ નહીં લાગે. 'સમ્મતિ તર્ક' આદિ ગ્રંથોનો આપ અનુભવ કરશો એટલે એ શંકા નીકળી જશે.

"પ્રશ્ન: પરંતુ સમર્થ વિદ્વાનો પોતાની મૃષા વાતને પણ દૃષ્ટાંતાદિકથી સિદ્ધાંતિક કરી દે છે: એથી એ ત્રૂટી શકે નહીં પણ સત્ય કેમ કહેવાય?

"ઉત્તર: પણ આને કંઈ મૃષા કથવાનું પ્રયોજન નહોતું, અને પળભર એમ માનીએ, કે એમ આપણને શંકા થઈ કે એ કથન મૃષા હશે તો પછી જગતકર્તાએ એવા પુરુષને જન્મ પણ કાં આપ્યો? નામબોળક પુત્રને જન્મ આપવા શું પ્રયોજન હતું? તેમ વળી એ પુરુષો સર્વજ્ઞ હતા; જગતકર્તા સિદ્ધ હોત તો એમ કહેવાથી તેઓને કંઈ હાનિ નહોતી."

શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર સં. ૧૯૫૨માં રચ્યું તેમાં પણ પોતે ઈશ્વર વિષે જણાવ્યું છે:

"કર્તા ઈશ્વર કોઈ નહીં, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ."

"ભાવાર્થ—જગતનો અથવા જીવોનાં કર્મોનો ઈશ્વર કર્તા કોઈ છે નહિ; શુદ્ધ આત્મસ્વભાવ જેનો થયો છે તે ઈશ્વર છે, અને તેને જો પ્રેરક એટલે કર્મકર્તા ગણીએ તો તેને દોષનો પ્રભાવ થયો ગણાવો જોઈએ; માટે ઈશ્વરની પ્રેરણા જીવના કર્મ કરવામાં પણ કહેવાય નહીં."

"જો ઈશ્વરાદિ કર્મના વળગાડનાર હોય તો તો જીવ નામનો વચ્ચે કોઈ પણ પદાર્થ રહ્યો નહિ. કેમકે પ્રેરણાદિ ધર્મે કરીને તેવું અસ્તિત્વ સમજાતું હતું, તે પ્રેરણાદિ તો ઈશ્વરકૃત ઠર્યાં અથવા ઈશ્વરના ગુણ ઠર્યાઃ તો પછી બાકી જીવનું સ્વરૂપ શું રહ્યું કે તેને જીવ એટલે આત્મા કહીએ? એટલે કર્મ ઈશ્વરપ્રેરિત નહીં પણ આત્માનાં પોતાનાં જ કરેલાં હોવાં યોગ્ય છે."

'જિનેશ્વરની ભક્તિ ભાગ રજો' અને 'ભક્તિનો ઉપદેશ' એ બન્ને પાઠમાં ગદ્યપદ્ય દ્વારા ઉત્તમ નિમિત્તના સંયોગે આપણો ઉલ્લાસ પામે છે અને તેનું ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે, તે વિષે વિવેચન છે.

લક્ષ્મી, મહાન કુટુંબ, પુત્ર અને અધિકારની પ્રાપ્તિને લોકો મહત્તા માને છે. તેમાં મહત્તાને બદલે લઘુતા છે એમ સાબિત કરી આત્માની મહત્તા તો સત્યવચન, દયા, ક્ષમા, બ્રહ્મચર્ય, પરોપકાર અને સમતામાં રહી છે તે દર્શાવવા 'ખરી મહત્તા'નો પાઠ લખ્યો છે.

'જગતમાં માન ન હોત તો અહીં જ મોક્ષ હોત' એ વાક્યની યથાર્થતા દર્શાવતું ભરત ચક્રવર્તીના ભાઈ બાહુબળનું દૃષ્ટાંત ટૂંકામાં 'બાહુબળ' નામના પાઠમાં આપ્યું છે.

પછી 'ચાર ગતિ' અને 'સંસારને ચાર ઉપમા, વિષે ત્રણ પાઠ આપી સંસાર દુઃખમય અને અસાર છે એમ ઉપદેશી વૈરાગ્યમાં પ્રવેશ કરાવાયો છે અને તે વૈરાગ્યની વૃદ્ધિ થાય તેવું 'બાર

ભાવના' વિષે સંક્ષિપ્ત વિવેચન છે. આ જ પાઠનો વિસ્તાર કરી દૃષ્ટાંતો અને પ્રમાણ્ રિક્ષાથી વિશેષ વિવેચન કરી 'ભાવના બોધ' નામના લઘુ ગ્રંથની રચના કરી છે.

કાયોત્સર્ગ એટલે કાયાની ઉપેક્ષા કરી આત્મસ્વરૂપમાં રહેવાની પ્રતિજ્ઞા અમુક કાળ સુધી કરવી અને તેમાં કેવી દૃઢતા રાખવી તેનું દૃષ્ટાંત 'કામદેવ શ્રાવક' ના પાઠમાં આપ્યું છે અને હાલના શ્રાવકોની ધર્મદૃઢતા એક પાઈ જેવા લાભ માટે ધર્મશાખ કાઢે તેવી છે તેનો ખેદ પ્રગટ કર્યો છે.

લોર્ડ બેકનના નિબંધોની સ્મૃતિ કરાવે તેવો 'સત્ય' વિષે પાઠ છે તેમાં વસુરાજા અસત્ય બોલવાથી અધોગતિ પામ્યો તેની કથા પણ આપી છે.

'સત્સંગ' વિષે જે નિબંધના રૂપમાં લખાણ છે તેવું અંગ્રેજી સાહિત્યમાં કયાંય પણ મળી શકે તેવું નથી.

'પરિગ્રહને સંકોચવો' એ વિષે બહુ અસરકારક અનેવિચારવા યોગ્ય સૂચનાઓ સહિત સુભૂમ ચક્રવર્તીનું દૃષ્ટાંત આપી પરિગ્રહની અનિષ્ટતા દર્શાવી છે તથા પરિગ્રહ એ પાપનું મૂળ છે, પાપનો પિતા છે એમ સાબિત કર્યું છે.

'તત્ત્વ સમજવું' એ પાઠમાં પોપટ પેઠે મુખપાઠે શાસ્ત્રો કરે પણ અર્થ ન સમજે તે ઉપર હાસ્યોત્પાદક દૃષ્ટાંત સાથે તત્ત્વવિચાર કરનારને સુખ, આનંદ, વિવેક અને પરિણામે મહદ્દ્ભૂત ફળ થાય છે તે વિષે મહત્ત્વની સૂચના કરી છે.

'યત્ના' વિષેના પાઠમાં ગૃહસ્થે ગૃહકાર્યાદિમાં કાળજી રાખીને કામ કરવાથી ઘણી જીવહિંસા બચે છે તે ઉપરાંત આ લોકમાં અસ્વચ્છતા, અગવડ, અનારોગ્યતા આદિ દૂર થાય છે અને પરલોકમાં દુઃખદાયી મહાપાપના ફળ ભોગવવાં પડતાં નથી, ઈત્યાદિ અનેક વ્યવહારુ સૂચનાઓ સહિત ટૂંકામાં ઘણું લખ્યું છે.

'રાત્રિભોજન' ના પાઠમાં રાત્રિભોજનનો નિષેધ ધર્મશાસ્ત્રમાં અને આયુર્વેદ વગેરે વૈદક શાસ્ત્રોમાં કેમ કરેલો છે તેનાં કારણો આપી "ચારે પ્રકારના આહાર રાત્રિને વિષે ત્યાગવાથી મહત્ ફળ છે' એ જિનવચનનું સમર્થન કર્યું છે.

'સર્વ જીવની રક્ષા' વિષે બે પાઠ લખ્યા છે, 'દયા એ જ ધર્મનું સ્વરૂપ છે' એ વિષે અનેક ધર્મોમાં વર્ણન હોવા છતાં દયાનું સૂક્ષ્મ સ્વરૂપ મહાવીર ભગવાને નિરૂપણ કર્યું છે અને તેના અનુયાયીઓ ચાહીને જીવ હણવાની લેશ ઇચ્છા કરતા નથી તેનું કારણ ખરું ધર્મતત્ત્વ કે તેની શ્રદ્ધા કે તેનો થોડો અંશ છે, વગેરે પ્રથમ ભાગમાં જણાવી બીજા ભાગમાં શ્રેણિક રાજાના માંસાહારી સામંતોને માંસાહારનો ત્યાગ કરાવે તેવી બુદ્ધિશાળી અભયકુમાર પ્રધાને યોજેલી ઉત્તમ યુક્તિની કથા આપેલી છે. અને એવી શુભેચ્છા દર્શાવી છે; 'એમ જ તત્ત્વબોધને માટે યૌક્તિક ન્યાયથી અનાર્ય જેવા ધર્મવાદીઓને શિક્ષા આપવાનો વખત મળે તો આપણે કેવા ભાગ્યશાળી!"

'પ્રત્યાખ્યાન' એટલે અમુક વસ્તુ ભણી ચિત્ત ન કરવું એમ તત્ત્વથી સમજી હેતુપૂર્વક નિયમ કરવો, નિયમ પાળવાની પ્રતિજ્ઞાથી મનને શુભ્ર રાહમાં પ્રવર્તાવાની શક્તિ પ્રાપ્ત થાય છે. તે એકાગ્ર વિચારશીલ અને વિવેકી બને છે વગેરે લાભ દર્શાવી, નિયમરહિત દશામાં પાળેલા સદાચાર કેવા શિથિલ હોય છે તેની સમજ 'પ્રત્યાખ્યાન' પાઠમાં આપી છે.

'વિનય વડે તત્ત્વની સિદ્ધિ છે' એ પાઠમાં શ્રેણિક રાજાએ વિદ્યા લેવા ચંડાળને સિંહાસન પર બેસાડી પોતે સામા ઊભા રહ્યા ત્યારે ચંડાળ પાસેથી વિદ્યા પ્રાપ્ત થઈ એ વિસ્તૃત કથા દ્વારા વિનય તત્ત્વ પામવામાં પ્રથમ જરૂરનો ગુણ જણાવ્યો છે.

સુદર્શન શેઠ' નામના તેત્રીસમા પાઠમાં એક પત્નીવ્રત પાળનાર સુદર્શન શેઠના ઉપર મોહ પામેલી અભયા રાણીએ તેને

ચળાવવા કરેલા સર્વ પ્રયત્નો વ્યર્થ થયા ત્યારે તેના ઉપર આરોપ મૂકી તેને ફાંસીએ ચઢાવવાનો હુકમ કરાવ્યો, પણ બ્રહ્મચર્યના પ્રભાવથી શૂળી ફીટીને તેનું ઝળઝળતું સોનાનું સિંહાસન થયું એ કથા આપેલી છે.

પછીના પાઠમાં 'બ્રહ્મચર્ય વિષે' સુંદર કાવ્ય છે. તેની છેલ્લી કડી :

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન :
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય, મતિમાન!"

'નમસ્કાર મંત્ર' પાઠમાં પંચ પરમેષ્ટિનાં નામ સહિત પાંચેય પૂજ્ય પદના સ્મરણથી તેમનાં સ્વરૂપ, ગુણ આદિનો વિચાર થતાં આત્મકલ્યાણ થાય છે વગેરે કારણો આપીને એ મંત્રનો અવશ્ય કરીને વિમળ ભાવે જાપ કરવો એવી ભલામણ કરી છે.

'અનાનુપૂર્વિ' પાઠમાં પિતા–પુત્રના સંવાદરૂપે નમસ્કાર મંત્રમાં ચિત્ત એકાગ્ર કરી નિર્જરા કરવાના સાધન તરીકે 'અનાનુપૂર્વિ'ના કોષ્ટકોવાળી નાની ચોપડીનો જૈનો ઉપયોગ કરે છે તેનો પરમાર્થ સમજાવ્યો છે.

'સામાયિક વિચાર' ત્રણ પાઠમાં વિસ્તારથી જણાવ્યા છે. સામાયિક એટલે સમભાવથી ઉત્પન્ન થતો જ્ઞાન દર્શન ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો લાભ, એવો અર્થ જણાવી, દશ મનના, દશ વચનના, અને બાર કાયાના એમ બત્રીસ દોષોના અર્થ બે ભાગમાં જણાવી, ત્રીજા ભાગમાં નિર્દોષ સામાયિક વિધિપૂર્વક કરવા સવિસ્તર સૂચના સહિત પ્રેરણા કરી છે.

'પ્રતિક્રમણ વિચાર' પાઠમાં જે જે દોષ થયા હોય તે એક પછી એક અંતરાત્માથી જોઈ જવા અને તેનો પશ્ચાત્તાપ કરી તે દોષથી પાછું વળવું તેનું નામ પ્રતિક્રમણ કહેવાય છે, એવો અર્થ જણાવી રૂઢિ માર્ગે થતી જૈનોની આ આવશ્યક ક્રિયામાં કેટલું

માહાત્મ્ય છે તે જણાવી છેવટે ભલામણ કરી છે કે જેમ બને તેમ પ્રતિક્રમણ ધીરજથી, સમજાય એવી ભાષાથી, શાંતિથી, મનની એકાગ્રતાથી અને યત્નાપૂર્વક કરવું.

'ભીખારીનો ખેદ' નામની વાર્તા બે પાઠમાં આપી, સ્વપ્ન સમાન આ સંસાર અનિત્ય અને ચપળ છતાં મોહાંધ પ્રાણીઓ તેમાં સુખ માને છે પણ પરિણામે ખેદ, દુર્ગતિ અને પશ્ચાત્તાપ પામે છે એવી શિખામણ આપી છે. તથા આત્મા અવિનાશી, અખંડ અને નિત્ય છે એવો ઉપદેશ કર્યો છે.

'અનુપમ ક્ષમા' નામના પાઠમાં સમભાવથી ક્ષમા રાખનાર મનુષ્ય ભવસાગર તરી જાય છે એ દર્શાવવા કૃષ્ણ વાસુદેવના નાના ભાઈ ગજસુકુમારની ઉત્તમ ક્ષમાની કથા આપી છે. છેવટે જણાવ્યું છે કે તત્વજ્ઞાનીઓનાં વચન છે કે, આત્મા માત્ર સ્વસદ્‌ભાવમાં આવવો જોઈએ અને તે આવ્યો તો મોક્ષ હથેળીમાં જ છે.

'રાગ' નામના પાઠમાં ગૌતમ સ્વામીને કેવળજ્ઞાન થવામાં અટકાવનાર, ભગવાન મહાવીરનાં અંગોપાંગ, વર્ણ, વાણી, રૂપ ઇત્યાદિ પરનો મોહ હતો એ વિષે કથાનો પ્રસંગ જણાવી, સંસાર ઉપર પામર પ્રાણીઓનો રાગ અનંત દુઃખનું કારણ દર્શાવી છેવટે નિર્ણય કર્યો છે: 'જ્યાં રાગ નથી ત્યાં દ્વેષ નથી આ માન્ય સિદ્ધાંત છે, રાગ તીવ્ર કર્મબંધનનું કારણ છે; એના ક્ષયથી આત્મસિદ્ધિ છે.'

'સામાન્ય મનોરથ' નામના કાવ્યમાં સ્વરૂપના વિચાર સહિત બાર વ્રત અંગીકાર કરી જ્ઞાન, વિવેક, વિચારની વૃદ્ધિ કરવાની તથા નવ તત્વનો ઉત્તમ બોધ દર્શાવવાની ભાવના સહિત મોક્ષમાર્ગમાં પ્રવર્તવાનો મનોરથ દર્શાવ્યો છે.

'કપિલ મુનિ'ની કથા ત્રણ ભાગમાં આપી તૃષ્ણાની કનિષ્ટતા તથા અનંતતા જણાવી, તેના ત્યાગથી સંતોષરૂપ કલ્પવૃક્ષ દ્વારા

કેવળજ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત થાય છે એવો ઉપદેશ કરતી સુંદર કથા કહી છે.

'તૃષ્ણાની વિચિત્રતા' વિષે કાવ્ય દ્વારા તૃષ્ણા, મમતા, જંજાળ વય વધે તેમ, વધતી જાય છે પણ શાંતિ થતી નથી એ વાત સુન્દર મનહર સુભાષિત પદ્યમાં સમજાવી છે.

'પ્રમાદ' નો પાઠ નિબંધના રૂપમાં ઉતરાધ્યયન સૂત્રના 'દ્રુમપત્ર' અધ્યયનના સારરૂપ અસરકારક શૈલીથી લખાયો છે. "અતિ વિચક્ષણ પુરુષો સંસારની સર્વોપાધિ ત્યાગીને અહોરાત્ર ધર્મમાં સાવધાન થાય છે; પળનો પણ પ્રમાદ કરતા નથી. વિચક્ષણ પુરુષો અહોરાત્રના થોડા ભાગને પણ નિરંતર ધર્મકર્તવ્યમાં ગાળે છે; અને અવસરે અવસરે ધર્મ કર્તવ્ય કરતા રહે છે. પણ મૂઢ પુરુષો નિદ્રા, આહાર, મોજશોખ અને વિકથા તેમજ રંગરાગમાં આયુ વ્યતીત કરી નાંખે છે, એનું પરિણામ તેઓ અધોગતિરૂપ પામે છે. એક પળ પણ વ્યર્થ ખોવાથી એક ભવ હારી જવા જેવું છે; એમ તત્વની દૃષ્ટિએ સિદ્ધ છે!"

'વિવેક એટલે શું?' એ પાઠ ગુરુ-શિષ્યના સંવાદરૂપે 'વિવેક એ જ ધર્મનું મૂળ અને ધર્મ રક્ષક છે' તે સમજાવવા લખ્યો છે. તેમાં ગુરુ વિવેકનો સૂક્ષ્મ પણ સુંદર અર્થ સમજાવે છે. "સંસારનાં સુખો અનંતીવાર આત્માએ ભોગવ્યા છતાં, તેમાંથી હજુ પણ મોહ ટળ્યો નહીં, અને તેને અમૃત જેવો ગણ્યો એ અવિવેક છે; કારણ સંસાર કડવો છે, કડવા વિપાકને આપે છે, તેમજ વૈરાગ્ય જે એ કડવા વિપાકનું ઔષધ છે, તેને કડવો ગણ્યો; આ પણ અવિવેક છે. જ્ઞાન દર્શનાદિ ગુણોને અજ્ઞાન-દર્શને ઘેરી લઈ જે મિશ્રતા કરી નાખી છે તે ઓળખી ભાવ-અમૃતમાં આવવું એનું નામ વિવેક છે.

'જ્ઞાનીઓએ વૈરાગ્ય શા માટે બોધ્યો?' એ પાઠમાં સંસાર એકાંત દુઃખમય અવ્યવસ્થિત ચળવિચળ અને અનિત્ય વર્ણવી મોહિનીને લીધે પતંગિયું દીવામાં પડે તેમ સંસારમાં જીવ રાચી રહ્યો છે તે જણાવવા ચક્રવર્તી અને ભુંડ બન્નેને ભોગની આસક્તિ અનેક રૂપે સરખી વર્ણવી છે. છેવટે જણાવે છે:

"ભોગ ભોગવવામાં બન્ને તુચ્છ છે. બન્નેનાં શરીર પરુ માંસાદિકનાં છે; અસાતાથી પરાધીન છે; સંસારની આ (ચક્રવર્તીની) ઉતમોત્તમ પદવી આવી રહી, તેમાં આવું દુઃખ, આવી ક્ષણિકતા, આવી તુચ્છતા, આવું અંધપણું, એ રહ્યું છે, તો પછી બીજે સુખ શા માટે ગણવું જોઈએ? એ સુખ નથી, છતાં સુખ ગણો તો જે સુખ ભયવાળાં અને ક્ષણિક છે તે દુઃખજ છે. અનંત તાપ, અનંત શોક, અનંત દુઃખ જોઈને જ્ઞાનીઓએ એ સંસારને પૂંઠ દીધી છે તે સત્ય છે. એ ભણી પાછું વાળી જોવા જેવું નથી, ત્યાં દુઃખ, દુઃખ ને દુઃખ જ છે, દુઃખનો એ સમુદ્ર છે.'

વૈરાગ્ય એજ અનંત સુખમાં લઈ જનાર ઉત્કૃષ્ટ ભોમિયો છે.

"મહાવીર શાસન" જેવા વિશાળ વિષયને એક પાઠમાં અદ્‌-ભુત શૈલીથી સાગરને ગાગરમાં સમાવે તેમ સમાવ્યો છે. જન્મથી નિર્વાણ સુધીની મહાવીર જીવનની રૂપરેખા દોરી ૨૧૦૦૦ વર્ષ સુધી ધર્મતીર્થ પ્રવર્તનાર જણાવ્યું છે.

"જૈન સમુદાયમાં પરસ્પર મતભેદ બહુ પડી ગયા છે. પરસ્પર નિંદાગ્રંથોથી જંજાળ માંડી બેઠા છે. મધ્યસ્થ પુરુષો મતમતાંતરમાં નહીં પડતાં વિવેક વિચારે જિન શિક્ષાનાં મૂળતત્ત્વપર આવે છે; ઉત્તમ શીલવાન મુનિઓપર ભાવિક રહે છે, અને સત્ય એકાગ્રતાથી પોતાના આત્માને દમે છે. આપણે ક્યાં તત્ત્વનો વિચાર કરીએ છીએ? ક્યાં ઉત્તમ શીલનો વિચાર કરીએ છીએ? નિયમિત વખત ધર્મમાં ક્યાં વ્યતીત કરીએ છીએ! ધર્મતીર્થના ઉદયને માટે ક્યાં

લક્ષ રાખીએ છીએ? કયાં દાઝ વડે ધર્મતત્ત્વને શોધીએ છીએ?... પણ તત્ત્વને કોઈક જ જાણે છે; જાણ્યા કરતાં ઝાઝી શંકા કરનારા અર્ધદગ્ધો પણ છે; જાણીને અહંપદ કરનારા પણ છે. પરંતુ જાણીને તત્ત્વના કાંટામાં તોળનારા કોઈક વિરલા જ છે...ટૂંકામાં કહેવાનું કે આપણે આપણા આત્માના સાર્થક અર્થે મતભેદમાં પડવું નહીં."

"ઉત્તમ અને શાંત મુનિઓનો સમાગમ, વિમળ આચાર, વિવેક, દયા, ક્ષમા એનું સેવન કરવું. મહાવીરતીર્થને અર્થે બને તો વિવેકી બોધ કારણ સહિત આપવો. તુચ્છ બુદ્ધિથી શંકિત થવું નહીં, એમાં આપણું પરમ મંગળ છે એ વિસર્જન કરવું નહીં"

'અશુચિ કોને કહેવી?' એ પાઠમાં બ્રહ્મચર્યની નવ વાડમાં ભગવાને સ્નાન કરવાની ના કહી છે તેનો ખુલાસો સંવાદ રૂપે સ્પષ્ટ દર્શાવ્યો છે:

"શરીરની મલિનતાને અશુચિ કહેવી એ વાત કંઈ વિચાર-પૂર્વક નથી. શરીર પોતે શાનું બન્યું છે એ તો વિચાર કરો. રક્ત, પિત્ત, મળ, મૂત્ર, શ્લેષ્મનો એ ભંડાર છે તે પર માત્ર ત્વચા છે; ત્યાં એ પવિત્ર કેમ થાય? વળી સાધુએ એવું સંસાર-કર્તવ્ય કર્યું ન હોય કે જેથી તેઓને સ્નાન કરવાની આવશ્યકતા રહે. નાહવાથી અસંખ્યાતા જંતુનો વિનાશ, કામાગ્નિની પ્રદીપ્તતા, વ્રતનો ભંગ, પરિણામનું બદલવું, એ સઘળી અશુચિ ઉત્પન્ન થાય છે, અને એથી આત્મા મહા મલિન થાય છે. પ્રથમ એનો વિચાર કરવો જોઈએ. આત્માની મલિનતા એ જ અશુચિ છે. સમજણપૂર્વક અશુચિ ટાળવી જ જોઈએ. જૈન જેવું એકકે પવિત્ર દર્શન નથી; અને તે અપવિત્રતાનો બોધ કરતું નથી. પરંતુ શૌચાશૌચનું સ્વરૂપ સમજવું જોઈએ."

'સામાન્ય નિત્ય નિયમ' પાઠમાં આખા દિવસમાં ધર્માત્મા ગૃહસ્થે પાળવા યોગ્ય સદાચાર ટૂંકામાં જણાવ્યો છે. "સૂક્ષ્મ વિચારથી અને તેમ પ્રવર્તવાથી તે વિશેષ મંગળદાયક અને આનંદકારક થશે."

'ક્ષમાપના' એ ગદ્યપ્રાર્થનાનો પાઠ છે દરરોજ આત્માર્થી જીવે તે પાઠ ભણવા યોગ્ય છે. તેમાં પોતાના દોષો અત્યંત લઘુતાથી ભગવાનની સમક્ષ રજુ કરી પોતાનું અનાથપણું દર્શાવ્યું છે તથા ભગવાનનું, ભગવાને કહેલા ધર્મનું અને તેમના મુનિનું શરણ ગ્રહણ કરી સર્વ પાપથી મુક્ત થવાની અભિલાષા અને પાપનો પશ્ચાતાપ કરી, સૂક્ષ્મ વિચારથી ઊંડા ઊતરી ભગવાનના સ્વરૂપના વિચારથી પોતાના સ્વરૂપની ખાત્રી કરી, ભગવાને કહેલાં તત્ત્વોમાં નિઃશંક થવાની અને ભગવાને કહેલા માર્ગમાં અહોરાત્ર રહેવાની વૃત્તિ યાચી છે. અંતે પશ્ચાતાપથી કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છી છે. હજારો નરનારીઓ આ પાઠ મુખપાઠ કરી દરરોજ નિયમિતપણે પ્રાર્થના કરે છે, એવો ઉત્તમ આ પાઠ છે.

'વૈરાગ્ય એ ધર્મનું સ્વરૂપ છે' એ પાઠમાં સત્યધર્મ તરફ વાંચનારનું લક્ષ કરાવવા કંઈક પરીક્ષક બુદ્ધિ જાગ્રત થાય તે પ્રકારે ટૂંકામાં અસરકારક ઉપદેશ છે' "અનેક ધર્મમતો આ જગતમાં ચાલે છે, તે સંબંધી અપક્ષપાતે વિચાર કરતાં આગળથી આટલું વિચારવું અવશ્યનું છે કે જ્યાં સ્ત્રીઓ ભોગવવાનો ઉપદેશ કર્યો હોય, લક્ષ્મીલીલાની શિક્ષા આપી હોય, રંગ, રાગ, ગુલતાન અને એશ-આરામ કરવાનું તત્ત્વ બતાવ્યું હોય ત્યાંથી આપણા આત્માની સત્ શાંતિ નથી; કારણ એ ધર્મમત ગણીએ તો આખો સંસાર ધર્મ-મતયુક્ત જ છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ આત્મા સંસારમાં વિષયાદિક મલિનતાથી પર્યટન કરે છે. તે મલિનતાનો ક્ષય વિશુદ્ધ ભાવજળથી હોવો જોઈએ. અર્હંતનાં કહેલાં તત્ત્વરૂપ સાબુ અને વૈરાગ્યરૂપી જળથી

ઉત્તમ આચારરૂપ પત્થર પર રાખીને, આત્મવસ્ત્રને ધોનાર નિર્ગ્રંથ ગુરુ છે. આમાં જો વૈરાગ્યજળ ન હોય તો બધાં સાહિત્યો કંઈ કરી શકનાં નથી, માટે વૈરાગ્યને ધર્મનું સ્વરૂપ કહી શકાય. અર્હંતપ્રણીત તત્ત્વ વૈરાગ્ય જ બોધે છે, તો તે જ ધર્મનું સ્વરૂપ એમ ગણવું.

"ધર્મના મતભેદ' વિષે ત્રણ પાઠમાં પ્રશ્નોત્તર રૂપે પરીક્ષક બુદ્ધિ કેળવાય તેવી ચર્ચા કરેલી છે. વેદાંત, સાંખ્ય, બૌદ્ધ, ન્યાયમત વૈશેષિક, શક્તિપંથ, વૈષ્ણવ ઈસ્લામી, ક્રાઈસ્ટ મતના ઉપદેશકો પોતાનું કહેલું સત્ય અને બાકીના બધા અસત્ય, કુતર્કવાદી છે એમ માની યોગ્ય અયોગ્ય ખંડન કરે છે; ત્યારે આપણે હવે શો વિચાર કરવો? અનેક ધર્મના મતભેદનું કારણ શું? " તેનું સમાધાન એમ છે કે તે ધર્મમતવાળાઓની જ્યાંસુધી બુદ્ધિની ગતિ પહોંચી ત્યાંસુધી તેમણે વિચારો કર્યા. અનુમાન, તર્ક અને ઉપમાદિક આધાર વડે તેઓને જે કથન સિદ્ધ જણાયું તે પ્રત્યક્ષ રૂપે જાણે સિદ્ધ છે એવું તેમણે દર્શાવ્યું; જે પક્ષ લીધો તેમાં મુખ્ય એકાંતિક વાદ લીધો; ભક્તિ, વિશ્વાસ, નીતિ, જ્ઞાન, ક્રિયા આદિ એક વિષયને વિશેષ વર્ણવ્યો, એથી બીજા માનવા યોગ્ય વિષયો તેમણે દૂષિત કરી દીધા. વળી જે વિષયો તેમણે વર્ણવ્યા તે સર્વ ભાવભેદે તેઓએ કંઈ જાણ્યા નહોતા. પણ પોતાની ગ્રહા બુદ્ધિ અનુસાર બહુ વર્ણવ્યા તાર્કિક સિદ્ધાંત દૃષ્ટાંતાદિકથી સામાન્ય બુદ્ધિવાળા આગળ કે જડભરત આગળ તેઓએ સિદ્ધ કરી બતાવ્યો. કીર્તિ, લોકહિત કે ભગવાન મનાવાની આકાંક્ષા એમાંની એકાદી પણ એમના મનની ભ્રમણા હોવાથી અત્યુગ્ર ઉપમાદિથી તેઓ જય પામ્યા, કેટલાકે શૃંગાર અને લોકરુચિના સાધનોથી મનુષ્યનાં મન હરણ કર્યાં. દુનિયા મોહમાં તો મૂળે ડૂબી પડી છે, એટલે એ ઇચ્છિત દર્શનથી ગાડર રૂપે થઈને તેઓએ રાજી થઈ તેનું કહેલું માન્ય રાખ્યું કેટલાકે નીતિ, તથા કંઈ વૈરાગ્યાદિ ગુણ દેખી તે કથન માન્ય રાખ્યું. પ્રવર્તક ની બુદ્ધિ તેઓ કરતાં વિશેષ હોવાથી તેને પછી ભગવાન રૂપ જ

માની લીધા, કેટલાકે વૈરાગ્યથી ધર્મમત ફેલાવી પાછળથી કેટલાક સુખશીલિયાં સાધનનો બોધ ખોસી પોતાના મતની વૃદ્ધિ કરી. પોતાનો મત સ્થાપન કરવાની ભ્રમણાએ અને પોતાની અપૂર્ણતા ઇત્યાદિક ગમે તે કારણથી બીજાનું કહેલું પોતાને ન રુચ્યું એટલે તેણે જુદોજ રાહ કાઢયો. આમ અનેક મતમતાંતરની જાળ થતી ગઈ. ચારપાંચ પેઢી એક ધર્મમત રહ્યો એટલે પછી તે કુળધર્મ થઈ પડયો. એમ સ્થળે સ્થળે થતું ગયું.

"વેદ સિવાયના બીજા મતોના પ્રવર્તકો, એમના ચરિત્રો, વિચારો ઇત્યાદિક જાણવાથી તે મતો અપૂર્ણ છે એમ જણાઈ આવે છે. વર્તમાનમાં જે વેદો છે તે ઘણા પ્રાચીન ગ્રંથો છે તેથી તે મતનું પ્રાચીનપણું છે. પરંતુ તે પણ હિંસાએ કરીને દૂષિત હોવાથી અપૂર્ણ છે, તેમજ સરાગીનાં વાકય છે એમ સ્પષ્ટ જણાય છે.

'જે પૂર્ણ દર્શન વિષે અત્રે કહેવાનું છે તે જૈન એટલે નિરાગીના સ્થાપન કરેલા દર્શન વિષે છે. એના બોધદાતા સર્વજ્ઞ અને સર્વદર્શી હતા. કાળભેદ છે તો પણ એ વાત સૈદ્ધાંતિક જણાય છે. દયા, બ્રહ્મચર્ય, શીલ, વિવેક, વૈરાગ્ય, જ્ઞાન, ક્રિયાદિ એના જેવાં પૂર્ણ એકેએ વર્ણવ્યાં નથી, તેની સાથે શુદ્ધ આત્મજ્ઞાન, તેની કોટિઓ, જીવનાં ચ્યવન, જન્મ, ગતિ, વિગતિ, યોનિદ્વાર, પ્રદેશ, કાળ, તેનાં સ્વરૂપ—એ વિષે એવો સૂક્ષ્મ બોધ છે કે જે વડે તેની સર્વજ્ઞતાની નિઃશંકતા થાય. તેઓના કેટલાક સિદ્ધાંતો એવા સૂક્ષ્મ છે કે જે એકેક વિચારતાં આખી જિંદગી વહી જાય તેવું છે. બહુ મનનથી સર્વ ધર્મમત જાણી પછી તુલના કરનારને આ કથન અવશ્ય સિદ્ધ થશે.

'સુખ વિષે વિચાર' બહુ મનન કરવા યોગ્ય કથા ૭ પાઠમાં યોજી, મહાપુરુષના જીવનની છાપ જેમ વાંચક વર્ગ ઉપર અજબ પડે તેમ લખી છે. એક ગરીબ બ્રાહ્મણ કેવું સુખ દેવ પાસે માગવું તે શોધવા પ્રવાસ કરી થાકી ગયો પણ કોઈ ખરો સુખી જણાયો

નહિ છેવટે દ્વારિકાના એક મહા ધનાઢ્યને ત્યાં જઈ ચડ્યો અને તેને સુખી જોઈ નિશ્ચય કરે છે કે હવે તપ કરીને જો હું માગું તો આ મહા ધનાઢ્ય જેવું જ સઘળું માગું, બીજી ચાહના કરું નહિ. એ વિચાર સાંભળી તે ધનાઢ્યે જણાવ્યું કે "મારો સિદ્ધાંત તો આવો છે કે જગત દુઃખથી કરીને દાઝતું છે. તમે મને સુખી જુઓ છો પરંતુ વાસ્તવિક રીતે હું સુખી નથી." એમ કહી પોતાનું વૃત્તાંત તેને જણાવે છે; તેમાં સંસારની અનેક વિટંબનાઓમાં હોટ્યાવધિ ધનનો નાશ થતાં થયેલાં દુઃખ; કુટુંબીઓના વિયોગનાં પડેલાં દુઃખ; ફરી પરદેશનાં દુઃખ વેઠી ધન કમાવા કરેલા પુરુષાર્થ, તેની સાથે કરવાં પડેલાં પાપ અને સહન કરેલાં દુઃખ; કુટુંબીઓના વિયોગ વડે વગર દમડીએ જાવે જે વખતે તે ગયો તે વખતની



અતાનદષ્ટિએ આંખમાં આંસુ આવે તેવી વર્ણવી જણાવ્યું ાા વખતે પણ ધર્મમાં લક્ષ રાખ્યું હતું, દિવસનો અમુક ભાગ રોકતો હતો, તે લક્ષ્મી કે એવી લાલચે નહિ; પરંતુ સંસાર-એ તારનાર સાધન છે એમ ગણીને. મોતનો ભય ક્ષણ પણ ર નથી, માટે એ કર્તવ્ય જેમ બને તેમ ત્વરાથી કરી લેવું. એ મારી મુખ્ય નીતિ હતી, દુરાચારથી કંઈ સુખ નથી, મનની તૃપ્તિ નથી; અને આત્માની મલિનતા છે. એ તત્ત્વ ભણી મેં મારું લક્ષ દોરેલું હતું." પછી પોતાની સમૃદ્ધિ તથા વર્તમાન સુખ અને સદાચારના નિયમો બ્રાહ્મણને જણાવી કહ્યું: "હું બહુ વિચારી વિચારી વ્યાપાર વહીવટ કરતો હતો, તો પણ મારે આરંભોપાધિ, અનીતિ અને લેશ પણ કપટ સેવવું પડ્યું નથી, એમ તો નથી જ. અનેક પ્રકારનાં આરંભ અને કપટ મારે સેવવાં પડ્યાં હતાં. આપ જો ધારતા હો કે દેવોપાસનથી લક્ષ્મી પ્રાપ્ત કરવી, તો તે જો પુણ્ય ન હોય તો કોઈ કાળે મળનાર નથી. પુણ્યથી પામેલી લક્ષ્મી વડે મહારંભ, કપટ અને માન પ્રમુખ વધારવાં તે મહા પાપનાં કારણ છે; પાપ નરકમાં નાખે છે, પાપથી આત્મા મહાન મનુષ્ય દેહ

એળે ગુમાવી દે છે. લક્ષ્મીની અને તે વડે આખા સંસારની ઉપાધિ ભોગવવી તે હું ધારું છું કે વિવેકી આત્માને ગ્રાહ્ય ન હોય. જેમ આપની ઇચ્છા હોય તેમ કરો. આપ વિદ્વાન છો. હું વિદ્વાનને ચાહું છું. આપની અભિલાષા હોય તો ધર્મધ્યાનમાં પ્રસક્ત થઇ સકુટુંબ અહીં ભલે રહો."

પછી પોતાના સામાન્ય વિચારો તે બ્રાહ્મણને કહે છે:

"જેઓ માત્ર લક્ષ્મીને ઉપાર્જન કરવામાં કપટ, લોભ અને માયામાં મૂંઝાયા પડયા છે તે બહુ દુઃખી છે. તેનો તે પૂરો ઉપયોગ કે અધૂરો ઉપયોગ કરી શકતા નથી, માત્ર ઉપાધિ જ ભોગવે છે. તે અસંખ્યાત પાપ કરે છે. તેને કાળ અચાનક ઉપાડી જાય છે. અધોગતિ પામી તે જીવ અનંત સંસાર વધારે છે. મળેલો મનુષ્યદેહ એ નિર્મૂલ્ય કરી નાખે છે જેથી તે નિરંતર દુઃખી જ છે.

"જેઓએ પોતાનાં ઉપજીવિકા જેટલાં સાધન માત્ર અલ્પારંભથી રાખ્યાં છે, શુદ્ધ એકપત્નીવ્રત, સંતોષ, પરાત્માની રક્ષા, યમ, નિયમ, પરોપકાર, અલ્પ રાગ, અલ્પ દ્રવ્યમાયા અને સત્ય તેમજ શાસ્ત્રાધ્યયન રાખેલ છે, જે સત્પુરુષોને સેવે છે, જેણે નિર્ગ્રંથતાનો મનોરથ રાખ્યો છે, બહુ પ્રકારે કરીને સંસારથી જે ત્યાગી જેવા છે, જેના વૈરાગ્ય અને વિવેક ઉત્કૃષ્ટ છે તેવા પુરુષો પવિત્રતામાં સુખપૂર્વક કાળ નિર્ગમન કરે છે.

"સર્વ પ્રકારના આરંભ અને પરિગ્રહથી જેઓ રહિત થયા છે. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જેઓ અપ્રતિબંધપણે વિચરે છે, શત્રુ–મિત્ર પ્રત્યે જે સમાન દૃષ્ટિવાળા છે અને શુદ્ધ આત્મધ્યાનમાં જેમનો કાળ નિર્ગમન થાય છે. અથવા સ્વાધ્યાય ધ્યાનમાં જે લીન છે, એવા જિતેન્દ્રિય અને જિતકષાય તે નિર્ગ્રંથો પરમ સુખી છે.

"સર્વ ઘનઘાતી કર્મનો ક્ષય જેમણે કર્યો છે, ચાર કર્મ પાતળાં જેનાં પડ્યાં છે; જે મુક્ત છે, જે અનંતજ્ઞાની અને અનંતદર્શી છે, તે તો સંપૂર્ણ સુખી જ છે. મોક્ષમાં તેઓ અનંત જીવનનાં અનંત સુખમાં સર્વ–કર્મવિરક્તતાથી બિરાજે છે.

"આમ સત્પુરુષોએ કહેલો મત મને માન્ય છે, પહેલો તો મને ત્યાજ્ય છે. બીજો હમણાં માન્ય છે; અને ઘણે ભાગે એ ગ્રહણ કરવાનો મારો બોધ છે. ત્રીજો બહુ માન્ય છે, અને ચોથો તો સર્વ-માન્ય અને સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

"જે વિવેકીઓ આ સુખ સંબંધી વિચાર કરશે તેઓ બહુ તત્ત્વ અને આત્મશ્રેણિની ઉત્કૃષ્ટતાને પામશે. એમાં કહેલાં અલ્પારંભી નિરારંભી અને સર્વમુક્ત લક્ષણો લક્ષપૂર્વક મનન કરવા જેવાં છે. જેમ બને તેમ અલ્પારંભી થઈ સમભાવથી જનસમુદાયના હિત ભણી વળવું; પરોપકાર, દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતાનું સેવન કરવું એ બહુ સુખદાયક છે. નિર્ગ્રંથતા વિષે તો વિશેષ કહેવાનું નથી. મુક્તાત્મા અનંત સુખમય જ છે."

'અમૂલ્ય તત્ત્વવિચાર' નામના કાવ્યમાં મનુષ્યભવની દુર્લભતા દર્શાવી તે વ્યર્થ વહી ન જાય કાલ્પનિક સુખ શોધવામાં મોક્ષસાધન રહી ન જાય તે વિષે ચેતવણી આપી છે; સંસારમાં લક્ષ્મી, અધિકાર કુટુંબ પરિવારની વૃદ્ધિને મહાભાગ્ય માનવામાં આવે છે અને તે માટે આખો મનુષ્યભવ હારી જાય છે તેનો વિચાર કરવા સૂચના જણાવી આત્મિક આનંદ ગમે ત્યાંથી પ્રાપ્ત કરવા સૂચવ્યું છે. આત્મવિચાર જાગે તેવો વિચાર પ્રેરતાં જણાવે છે :

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરું?

એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંત-તત્ત્વ અનુભવ્યાં. "

કોઈ આત્મઅનુભવી પુરુષના વચન ઉપર વિશ્વાસ કરવાથી આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે એમ જણાવી, છેલ્લી બે લીટી હૃદયમાં લખી રાખવા યોગ્ય લખી છેઃ

"રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમ દૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો."

'જિતેન્દ્રિયતા' પાઠ નિબંધના રૂપે મનને વશ કરવા વિષે બહુ ઉપયોગી સૂચનાઓ સહિત લખાયેલો છે.

"મન અકસ્માત્ કોઈથી જ જીતી શકાય છે. નહીં તો ગૃહસ્થાશ્રમે અભ્યાસે કરીને જિતાય છે; એ અભ્યાસ નિર્ગ્રંથતામાં બહુ થઈ શકે છે; છતાં સામાન્ય પરિચય કરવા માગીએ તો તેનો મુખ્ય માર્ગ આ છે કે તે જે દુરિચ્છા કરે તેને ભૂલી જવી; તેમ કરવું નહિ તે જ્યારે શબ્દ સ્પર્શાદિ વિલાસ ઇચ્છે, ત્યારે આપવા નહીં. ટૂંકામાં આપણે એથી દોરાવું નહીં પણ આપણે એને દોરવું; અને દોરવું તે પણ મોક્ષમાર્ગમાં. જિતેન્દ્રિયતા વિના સર્વ પ્રકારની ઉપાધિ ઊભી જ રહી છે. ત્યાગે ન ત્યાગ્યા જેવો થાય છે. લોકલજ્જાએ તેને સેવવો પડે છે. માટે અભ્યાસે કરીને પણ મનને સ્વાધીનતામાં લઈ અવશ્ય આત્મહિત કરવું.

'બ્રહ્મચર્યની નવ વાડ' એ પાઠમાં બ્રહ્મચર્યરૂપી એક સુંદર ઝાડ અને તેને રક્ષા કરનારી નવ વિધિઓ તેને નવ વાડનું રૂપ આપી આચાર પાળવામાં વિશેષ સ્મૃતિ રહી શકે એવી સરળતા કરી છે.

'સનત્કુમાર'નું ચરિત્ર અશુચિભાવના દર્શાવવા એ પાઠમાં લખ્યું છે. સનત્કુમાર ચક્રવર્તીનું રૂપ જોવા બે દેવો સ્વર્ગમાંથી આવ્યા હતા, જોઈને આનંદ પામ્યા. પરંતુ પૂર્વનાં પાપને લઈને

તથા આ કાયાના મદ સબંધી મેળવણુ થવાથી બે ઘડીમાં ચક્રવર્તીની કાયા ઝેરમય થઈ ગઈ, "કાયાનો આવો પ્રપંચ જોઈને સનતકુમારને અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. આવીને આવો અશુચિ સ્ત્રી, પુત્ર, મિત્રાદિનાં શરીરમાં રહી છે. એ સઘળું મોહ, માન કરવા યોગ્ય નથી, એમ વિચારી તે ૭ ખંડની પ્રભુતા ત્યાગી ચાલી નીકળ્યા. સાધુરૂપે જ્યારે વિચરતા હતા ત્યારે તેઓને મહારોગ ઉત્પન્ન થયો. તેના સત્યત્વની પરીક્ષા લેવાને કોઈ દેવ ત્યાં વૈદરૂપે આવ્યો ને કહ્યું જો ઈચ્છા હોય તો તત્કાળ હું તે રોગને ટાળી આપું. સાધુ બોલ્યા : "હે વૈદ્ય, કર્મરૂપી રોગ મહાઉન્મત્ત છે; એ રોગ ટાળવાની તમારી જો સમર્થતા હોય તો ભલે મારો એ રોગ ટાળો, એ સમર્થતા ન હોય તો આ રોગ ભલે રહ્યો; મળમૂત્ર, નર્ક, હાડ, માંસ, પરૂ અને શ્લેષ્મથી જેનું બંધારણ ટક્યું છે, ત્વચાથી માત્ર જેની મનોહરતા છે તે કાયાનો, મોહ, ખરે! વિભ્રમ જ છે.'

'બત્રીશ યોગ' આત્માને ઉજ્જવળ કરવા માટે બત્રીશ બોલ આ પાઠમાં જણાવ્યા છે. એકેક યોગ અમૂલ્ય છે. સઘળા સંગ્રહ કરનાર પરિણામે અનંત સુખને પામે છે. જેમકે મમત્વનો ત્યાગ કરવો, ગુપ્ત તપ કરવું, સમકિત શુદ્ધ રાખવું, શુદ્ધ કરણીમાં સાવધાન થવું, આપત્તિકાળે પણ ધર્મનું દઢત્વ ત્યાગવું નહીં, મરણકાળે આરાધના કરવી ઇત્યાદિ.

'મોક્ષસુખ' નામના પાઠમાં શાસ્ત્રાધારે એક કથા લખી છે : ભગવાનને ગૌતમસ્વામીએ મોક્ષના અનંત સુખ વિષે પ્રશ્ન કર્યો ત્યારે ભગવાને ઉત્તરમાં કહ્યું : "ગૌતમ, એ અનંત સુખ હું જાણું છું; પણ તે કહી શકાય એવી અહીં આગળ કંઈ ઉપમા નથી. જગતમાં એ સુખના તુલ્ય કોઈ વસ્તુ કે સુખ નથી."

એક ભીલે રાજાને વનમાં પાણી પાયાથી તેના પર પ્રસન્ન થઈને રાજનગરમાં તેને રાજા લઈ ગયો અને અનેક વસ્તુઓ

ખાવાની જોવાની સૂંઘવાની તેને આપી. પણ સગાંવહાલાં સાંભરતાં તે છાનોમાનો વનમાં જતો રહ્યો, ત્યાં તેનાં સગાંએ પૂછયું, 'તું કયાં ગયો હતો?'

ભીલે કહ્યું: 'બહુ સુખમાં; ત્યાં મેં બહુ વખાણવા લાયક વસ્તુઓ જોઈ.'

કુટુંબીઓએ ફરી પૂછયું: 'પણ તે કેવી તે તો અમને કહે?'

ભીલ કહે: 'શું કહું, અહીં એવી એકે વસ્તુ જ નથી.' ઘણી વસ્તુઓ–શંખલા, છીપ, કોડા બતાવી તેમણે વારંવાર પૂછયું પણ તે કહી શકયો નહીં; તેમ અનુપમેય મોક્ષને સચ્ચિદાનંદ સ્વરૂપમય નિર્વિકારી મોક્ષનાં સુખના અસંખ્યાતમા ભાગને પણ યોગ્ય ઉપમા અપાય તેવું અહીં કોઈ સુખ નથી. ક્ષણિક સુખ સંબંધી વિચાર આડે સત્સુખનો વિચાર આવી શકતો નથી.

'ધર્મધ્યાન' વિષે ત્રણ પાઠમાં ચાર ભેદ, ચાર લક્ષણો, ચાર આલંબન અને ચાર અનુપ્રેક્ષા એમ સોળ પ્રકારે હિતકારી અને ઉપયોગી વર્ણન કર્યું છે. એ ધ્યાન વડે કરીને આત્મા મુનિત્વ-ભાવમાં નિરંતર પ્રવેશ કરે છે. એમાંના કેટલાક ભાવ સમજવાથી તપ: શાંતિ ક્ષમા દયા વૈરાગ્ય અને જ્ઞાનનો બહુ બહુ ઉદય થશે.'

'જ્ઞાન સંબંધી બે બોલ' નામના ચાર પાઠમાં નીચેના પ્રશ્નોની ચર્ચા ટૂંકામાં વિચારણાની વૃદ્ધિ થાય તે પ્રકારે કરી છે:

(૧) જ્ઞાનની શી આવશ્યકતા છે?

(૨) જ્ઞાન–પ્રાપ્તિનાં કંઈ સાધન છે?

(૩) તેને અનુકૂળ દ્રવ્ય, દેશ, કાળ, ભાવ છે?

(૪) તે કયાં સુધી અનુકૂળ છે?

(૫) વિશેષ વિચારમાં એ જ્ઞાનના ભેદ કેટલા છે?

(૬) જાણવા રૂપ છે શું?

(૭) એના વળી કેટલા ભેદ છે?

(૮) જાણવાનાં સાધન કયાં કયાં છે?

(૯) કયી કયી વાટે તે સાધનો પ્રાપ્ત કરાય છે?

(૧૦) એ જ્ઞાનનો ઉપયોગ કે પરિણામ શું છે?

'પંચમ કાળ' નામના પાઠમાં આ કળિયુગમાં કેવું વર્તન આ ભરતક્ષેત્રે થવું જોઈએ. તેને માટે સત્પુરુષોએ કેટલાક વિચારો જણાવ્યા છે તે અનુસાર પ્રત્યક્ષ આપણી નજરે જણાય તેવી પડતીની નિશાનીઓ ગણાવી છે. છેવટે જણાવ્યું છે કે પંચમકાળનું આવું સ્વરૂપ જાણીને વિવેકી પુરુષો તત્ત્વને ગ્રહણ કરશે. કાળાનુસાર ધર્મ-તત્ત્વ શ્રદ્ધા પામીને ઉચ્ચ ગતિ સાધી પરિણામે મોક્ષ સાધશે નિર્ગ્રંથ પ્રવચન, નિર્ગ્રંથ ગુરુ ઇત્યાદિ ધર્મતત્ત્વ પામવાનાં સાધનો છે એની આરાધનાથી કર્મની વિરાધના છે.'

'તત્ત્વાવબોધ' વિષે ૧૭ પાઠ લખી તેમાં નવ તત્ત્વોનુ સ્વરૂપ જાણવાની જરૂર જણાવા લખે છે: 'નિર્ગ્રંથ પ્રવચનનો જે જે સૂક્ષ્મ બોધ છે, તે તત્ત્વની દૃષ્ટિએ નવ તત્ત્વમાં સમાઈ જાય છે: તેમજ સઘળા ધર્મમતોના સૂક્ષ્મ વિચાર એ નવતત્ત્વ વિજ્ઞાનના એક દેશમાં આવી જાય છે આત્માની જે અનંત શક્તિઓ ઢંકાઈ રહી છે તેને પ્રકાશિત કરવા અર્હંત ભગવાનનો પવિત્ર બોધ છે; એ અનંત શક્તિઓ ત્યારે પ્રફુલ્લિત થાય કે જ્યારે નવતત્ત્વવિજ્ઞાનમાં પારાવાર જ્ઞાની થાય.'

વર્તમાન સ્થિતિ વર્ણવતાં તેઓ જણાવે છે·

'મહાવીર ભગવંતના શાસનમાં બહુ મતમતાંતર પડી ગયા છે. તેનું મુખ્ય આ એક કારણ પણ છે કે તત્ત્વજ્ઞાન ભણીથી ઉપાસક વર્ગનું લક્ષ ગયું; માત્ર ક્રિયાભાવ પર રાચતા રહ્યા; જેનું પરિણામ દૃષ્ટિગોચર છે વર્તમાન શોધમાં આવેલી પૃથ્વીની વસતિ લગભગ

દોઢ અબજની ગણાઈ છે; તેમાં સર્વ ગચ્છની મળીને જૈનપ્રજા માત્ર વીશ લાખ છે. એ પ્રજા તે શ્રમણોપાસક છે. એમાંથી હું ધારું છું કે નવતત્ત્વને પઠનરૂપે બે હજાર પુરુષો પણ માંડ જાણતા હશે; મનન અને વિચારપૂર્વક તો આંગળીને ટેરવે ગણી શકીએ તેટલા પુરુષો પણ જાણતા નહીં હશે...એ નવતત્ત્વ વિચાર સંબંધી પ્રત્યેક મુનિને મારી વિજ્ઞપ્તિ છે કે વિવેક અને ગુરુગમ્યતાથી એનું જ્ઞાન વિશેષ વૃદ્ધિમાન કરવું; એથી તેઓના પવિત્ર પંચ મહાવ્રત દૃઢ થશે; જિનેશ્વરના વચનામૃતના અનુપમ આનંદની પ્રસાદી મળશે; મુનિત્વઆચાર પાળવામાં સરળ થઈ પડશે; જ્ઞાન અને ક્રિયા વિશુદ્ધ રહેવાથી સમ્યક્ત્વનો ઉદય થશે; પરિણામે ભવાંત થઈ જશે,' 'નવ તત્ત્વ એટલે તેનું એક સામાન્ય ગૂંથનયુક્ત પુસ્તક હોય તે નહીં; પરંતુ જે જે સ્થળે જે જે વિચારો જ્ઞાનીઓએ પ્રણીત કર્યા છે, તે તે વિચારો નવતત્ત્વમાંના અમુક એક બે કે વિશેષ તત્ત્વના હોય છે.'

એક સમર્થ વિદ્વાન સાથે શ્રીમદ્‌ને નિર્ગ્રંથ પ્રવચનની ચમત્કૃતિ વિષે વાતચીત થયેલી તેમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય કે 'ઉપન્નેવા' 'વિગ્નેવા' 'ધુવેવા'–એ–લબ્ધિ વાક્ય અનુસાર જીવ ઉત્પન્ન થાય છે, જીવ નાશ પામે છે, અને જીવ નિત્ય કે ધ્રુવ છે એમ હા પાડીને પછી જીવ ઉત્પન્ન નથી થતો, જીવ નાશ નથી પામતો અને જીવ ધ્રુવ નથી એમ હા પાડતાં અઢાર દોષ આવે છે એમ તે વિદ્વાને વિસ્તારથી જણાવ્યું તેની સ્યાદ્વાદદ્વારા કેવી રીતે 'હા' અને 'ના' પાડતાં છતાં કોઈ દોષ ન આવે તે વિષે સૂક્ષ્મ ચર્ચા થોડા વિચારે પણ સમજાય તેવી સરળતાથી ત્રણ ચાર પાઠમાં કરી છે. અને ન્યાયના ગ્રંથોમાં પ્રવેશ કરવા યોગ્ય સંસ્કારો વાચક અને શ્રોતાને પડે તે શૈલીથી તે પાઠ લખાયાં છે. છેવટે, તત્ત્વાવબોધના પાઠો કેવા ઉદ્દેશથી લખ્યા છે તે પોતે જણાવે છે:

"જે જે હું કહી ગયો તે કંઈ કેવળ જૈનકુળથી જન્મ પામેલા

પુરુષને માટે નથી. પરંતુ સર્વને માટે છે. તેમ આ પણ નિઃશંક માનજો કે હું જે કહું છું તે અપક્ષપાતે અને પરમાર્થ બુદ્ધિથી કહું છું.

"તમને જે ધર્મતત્ત્વ કહેવાનું છે તે પક્ષપાત કે સ્વાર્થ બુદ્ધિથી કહેવાનું મને કંઈ પ્રયોજન નથી. પક્ષપાત કે સ્વાર્થથી હું તમને અધર્મતત્ત્વ બોધી અધોગતિને શા માટે સાધું? વારંવાર તમને હું નિર્ગ્રંથના વચનામૃતો માટે કહું છું, તેનું કારણ તે વચનામૃતો તત્ત્વમાં પરિપૂર્ણ છે, તે છે જૈનમતપ્રવર્તકો પ્રતિ મારે કંઈ રાગબુદ્ધિ નથી, કે એ માટે પક્ષપાતે હું કંઈ પણ તમને કહું; તેમજ અન્યમતપ્રવર્તકો પ્રતિ મારે કંઇ વૈરબુદ્ધિ નથી, કે મિથ્યા એનું ખંડન કરું. બન્નેમાં હું તો મંદમતિ મધ્યસ્થ રૂપ છું. બહુ બહુ મનનથી અને મારી મતિ જ્યાં સુધી પહોંચી ત્યાં સુધીના વિચારથી હું વિનયથી કહું છુ કે પ્રિય ભવ્યો! જૈન જેવું એકે પૂર્ણ અને પવિત્ર દર્શન નથી, વીતરાગ જેવો એકે દેવ નથી, તરીને અનંત દુઃખથી પાર પામવું હોય તો એ સર્વજ્ઞ દર્શન રૂપ કલ્પવૃક્ષને સેવો ...આમ કહેવાનું કારણ શું? તો માત્ર તેની પરિપૂર્ણતા, નીરાગિતા, સત્યતા અને જગદ્હિતૈષિતા."

"પરંતુ જગત મોહાંધ છે; મતભેદ છે ત્યાં અંધારું છે મમત્વ કે રાગ છે ત્યાં સત્ય તત્ત્વ નથી.

"હું એક મુખ્ય વાત તમને કહું છું કે જે મમત્વ રહિતની અને ન્યાયની છે તે એ કે ગમે તે દર્શન તમે માનો; ગમે તો પછી તમારી દૃષ્ટિમાં આવે તેમ જૈનને કહો, સર્વ દર્શનનાં શાસ્ત્રતત્ત્વને જુઓ, તેમ જૈન તત્ત્વને પણ જુઓ, સ્વતંત્ર આત્મિક શક્તિએ જે યોગ્ય લાગે તે અંગીકાર કરો. મારું કે બીજા ગમે તેનું ભલે એકદમ તમે માન્ય ન કરો, પણ તત્ત્વને વિચારો."

'સમાજની અગત્ય' વિષેના પાઠમાં અંગ્રેજોનો ઉત્સાહ અને

એ ઉત્સાહમાં અનેકનું મળવું એ તેમના વિજયનું કારણ દૃષ્ટાંત રૂપ આપી ધર્મની ઉન્નતિ માટે એકત્ર થવા પ્રેરણા કરતાં પોતે જણાવે છે:

"કળા કૌશલ્યો શોધવાનો હું અહીં બોધ કરતો નથી; પરંતુ સર્વજ્ઞ ભગવાનનું કહેલું ગુપ્ત તત્ત્વ પ્રમાદસ્થિતિમાં આવી પડ્યું છે, તેને પ્રકાશિત કરવા, તથા પૂર્વાચાર્યોનાં ગૂંથેલાં મહાન શાસ્ત્રો એકત્ર કરવા, પડેલા ગચ્છના મતમતાંતરને ટાળવા તેમજ ધર્મવિદ્યાને પ્રફુલ્લિત કરવા સદાચરણી શ્રીમંત અને ધીમંત બન્નેએ મળીને એક મહાન સમાજ સ્થાપન કરવાની અવશ્ય છે, એમ દર્શાવું છું. પવિત્ર સ્યાદ્વાદ મતનું ઢંકાયલું તત્ત્વ પ્રસિદ્ધિમાં આણવા જ્યાંસુધી પ્રયોજન નથી, ત્યાંસુધી શાસનની ઉન્નતિ નથી. મહાન સમાજના અંતર્ગત ઉપસમાજ સ્થાપવા. વાડામાં બેસી રહેવા કરતાં મતમતાંતર તજી એમ કરવું ઉચિત છે. હું ઇચ્છું છું કે તે કૃત્યની સિદ્ધિ થઈ જૈનના અંતર્ગચ્છ મતભેદ ટળો; સત્ય વસ્તુ ઉપર મનુષ્યમંડળનું લક્ષ આવો; અને મમત્વ જાઓ!"

'મનોનિગ્રહનાં વિઘ્ન' નામના પાઠમાં અઢાર પાપસ્થાનક ક્ષય કરવામાં પણ વિઘ્નકર્તા તથા આત્મસાર્થકના અટકાવતા એવા અઢાર બોલ ગણાવ્યા છે અને તે ત્યાગવા પ્રેરણા કરી છે.

'સ્મૃતિમાં રાખવા યોગ્ય મહાવાક્યો' એ દશ અનુભવપૂર્ણ હિતકારી વાક્યોનો વિચારવા યોગ્ય પાઠ છે.

'વિવિધ પ્રશ્નો' નામના પાંચ પાઠ પ્રશ્નોત્તર રૂપે નિર્ગ્રંથ પ્રવચનની સિદ્ધાંત-પ્રવેશિકાની ગરજ સારે તેવા છે. તે ઉપરાંત અન્ય દર્શનોના મત અને માન્યતાની કંઈક સરખામણી પણ તેમાં છે.

'જિનેશ્વરની વાણી' એ કાવ્ય, શાસ્ત્ર વાંચતાં પહેલાં મંગળાચરણમાં બોલવા યોગ્ય મનોહર ભાષામાં મનહર છંદમાં લખેલું છે.

'પૂર્ણમાલિકામંગળ' એ છેલ્લું કાવ્ય અંતિમ મંગલરૂપ એ કડીમાં લખેલું રહસ્યપૂર્ણ સમસ્યિદર્શક છે.

૭

# ભાવના બોધ

'મોક્ષમાળા' સં. ૧૯૪૦ માં લખાઈ અને સં. ૧૯૪૪ માં છપાઇને બહાર પડી. આટલો ચાર વર્ષનો વિલંબ થાય તેમ હોવાથી સં. ૧૯૪૨ માં જ ભાવનાબોધ મોક્ષમાળા પછી લખાયા છતાં તે વર્ષમાં પ્રસિદ્ધ થયો, અને મોક્ષમાળાના અગાઉથી થયેલા ગ્રાહકોને ભેટ તરીકે મોકલવામાં આવ્યો હતો. ગ્રંથ ટૂંકો છતાં વૈરાગ્યથી ભરપૂર છે અને કથાઓ દ્વારા ભાવનાઓનું વર્ણન આપેલું હોવાથી ચિત્તાકર્ષક અને ઊંડી અસર કરે તેવો આનંદદાયક બન્યો છે. પાવના પામવાનું અને ક્રોધાદિ કષાય દૂર કરવાનું આ ગ્રંથ ઉત્તમ સાધન છે.

ટૂંકા ઉપોદ્ઘાતમાં ખરું સુખ, મહાત્માઓનો બોધ અને ખાસ કરીને મહાવીરનો માનવા યોગ્ય બોધ તથા મોક્ષને અર્થે એ સર્વનો ઉપદેશ છે એમ જણાવી, મોક્ષમાળામાં 'બાર ભાવના' વિષે લખેલો પાઠ મૂક્યો છે. પછી બન્ને ગ્રંથોનું પ્રયોજન ટૂંકામાં બહુ સુંદર રીતે દર્શાવ્યું છે

"ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલનો ઉપદેશ કરનારા પુરુષો કંઈ ઓછા થયા નથી; તેમ આ ગ્રંથ કંઈ તેથી ઉત્તમ વા સમાનતા રૂપ નથી; પણ વિનયરૂપે તે ઉપદેશકોના ધુરંધર પ્રવચનો આગળ કનિષ્ઠ છે. આ પણ પ્રમાણભૂત છે કે પ્રધાન પુરુષની સમીપ અનુચરનું અવશ્ય છે; તેમ તેવા ધુરંધર ગ્રંથનું ઉપદેશબીજ રોપાવા, અંતઃકરણ કોમલ કરવા આવા ગ્રંથનું પ્રયોજન છે."

"તત્ત્વજ્ઞાન તેમ જ સુશીલતી પ્રાપ્તિ માટે અને પરિણામે અનંત સુખ પ્રાપ્ત કરવા માટે જે જે સાધ્ય-સાધનો શ્રમણ ભગવંત જ્ઞાતપુત્રે

પ્રકાશ્યા છે, તેનો સ્વલ્પતાથી કિંચિત્ તત્ત્વસંચય કરી, તેમાં મહાપુરુષોનાં નાનાં ચરિત્રો એકત્ર કરી આ ભાવનાબોધ તથા મોક્ષમાળાને વિભૂષિત કરી છે, તે વિદગ્ધમુખમંડન ભવતુ."

પ્રથમ અનિત્ય ભાવનામાં 'ભિખારીનો ખેદ' નામનો મોક્ષમાળાનો પાઠ મૂકી છેવટે પ્રમાણશિક્ષા આપી સ્વપ્ન અને સંસાર બંને શોકમય અને ચપળ સાબીત કરી બુદ્ધિમાન પુરુષો આત્મશ્રેય શોધે છે એમ ઉપદેશ્યું છે.

બીજી અશરણ ભાવનાના દૃષ્ટાંતમાં પણ મોક્ષમાળામાંની અનાથી મુનિ અને શ્રેણિક રાજાની કથા આપી "સંસારમાં છવાઈ રહેલી અનંત અશરણતાનો ત્યાગ કરી સત્ય શરણરૂપ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ સુશીલને સેવો, અંતે તે જ મુક્તિના કારણરૂપ છે." એમ દર્શાવ્યું છે.

ત્રીજી એકત્વ ભાવના વર્ણવી છે. તેમાં નમિ રાજર્ષિ અને વિપ્રના વેષે આવેલા શક્રેન્દ્રનો સંવાદ આપ્યો છે. ઇન્દ્રે અનેક રીતે પરીક્ષા કરી જોઇ પણ નમિ રાજર્ષિનો વૈરાગ્ય અને સુદૃઢતા જોઈ આનંદ પામ્યો તથા સ્તુતિ કરવા લાગ્યો: "હે મહાયશસ્વી, મોટું આશ્ચર્ય છે કે તેં ક્રોધને જીત્યો. અહો! તેં અહંકારનો પરાજય કર્યો. આશ્ચર્ય! તેં માયાને ટાળી. આશ્ચર્ય! તેં લોભને વશ કીધો. આશ્ચર્ય! તારું સરળપણું. આશ્ચર્ય તારું નિર્મમત્વપણું. આશ્ચર્ય! તારી પ્રધાન ક્ષમા. આશ્ચર્ય! તારી નિર્લોભતા."

પ્રમાણશિક્ષામાં શુદ્ધ અને અખંડ વૈરાગ્યના વેગવાળાં નમિરાજનાં વચનોનો સાર લખ્યો છે: 'હે વિપ્ર! તું જે જે વસ્તુઓ મારી છે એમ કહેવરાવે છે તે તે વસ્તુઓ મારી નથી. હું એક જ છું એકલો જનાર છું અને માત્ર પ્રશંસનીય એકત્વને જ ચાહું છું. તે-એકત્વ શાથી પામ્યા તે દર્શાવતું નમિરાજનું ચરિત્ર ટૂંકામાં પ્રમાણ

શિક્ષામાં આપ્યું છે; તે અનાથિ મુનિના ચરિત્રને મળતું વૈરાગ્યપ્રેરક અને ચેતાવનાર છે. તેનો સાર એક જ કડીમાં છેવટે આપ્યો છે :

"રાણી સર્વ મળી સુચંદન ઘસી, ને ચર્ચવામાં હતી,
બૂઝ્યો ત્યાં કકળાટ કંકણતણો, શ્રોતી નમી ભૂપતિ;
સંવાદ પણ ઇંદ્રથી દઢ રહ્યો, એકત્વ સાચું કર્યું,
એવા એ મિથિલેશનું ચરિત આ સંપૂર્ણ અત્રે થયું."

શ્રી દત્તાત્રયે કરેલા ચોવીસ ગુરુમાં જે કન્યાએ કંકણનો ખડખડાટ દૂર કરવા એક સિવાય બાકીનાં બધાં દૂર કર્યાં હતાં તે કથાની સ્મૃતિ આપે તેવી તથા તત્ત્વજ્ઞાની રાજર્ષિ જનક વિદેહીની મિથિલા નગરી દેવની માયાથી બળતી દેખાઈ છતાં, મારું કંઈ બળતું નથી એમ માની નિશ્ચિંત રહ્યા અને ઋષિઓ માળા, પોથી કે પથારી લેવા દોડ્યા હતા તે દૃષ્ટાંતને મળતી 'ઉત્તરાધ્યયન' નામના જૈનશાસ્ત્રમાંથી લીધેલી અને સંસ્કારેલી સુંદર નમિ રાજર્ષિની આ કથા છે.

ચોથી અન્યત્વ ભાવના વર્ણવી તેના દૃષ્ટાંતમાં ભરત ચક્રવર્તીનો વૈભવ દર્શાવી, સર્વાંગે શોભિતા શણગાર છતાં હાથની એક આંગળીમાંથી વીંટી નીકળી પડી તેથી આંગળી અડવી જણાઈ ભરતેશ્વરને તે વૈરાગ્યની ઉત્પત્તિનું નિમિત્ત બન્યું અને કેવી વિચારણાથી કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ તેનું આબેહૂબ ચિત્ર આપ્યું છે:

"અહોહો ! કેવી વિચિત્રતા છે કે ભૂમિમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુને ટીપીને કુશળતાથી ઘડવાથી મુદ્રિકા બની; એ મુદ્રિકા વડે મારી આંગળી સુંદર દેખાઈ; એ આંગળીમાંથી મુદ્રિકા નીકળી પડતાં એથી વિપરીત દેખાવ દીધો; વિપરીત દેખાવથી અશોભ્યતા અને અડવાપણું ખેદરૂપ થયું. અશોભ્ય દેખાવાનું કારણ માત્ર વીંટી નહીં એ જ ઠર્યું કે ! જો વીંટી હત તો એવી અશોભા હું ન જોત. એ

મુદ્રિકા વડે મારી આ આંગળી શોભા પામી; એ આંગળી વડે આ હાથ શોભે છે; અને એ હાથ વડે આ શરીર શોભા પામે છે. ત્યારે એમાં હું શોભા કોની ગણું? અતિ વિસ્મયતા! મારી આ મનાતી મનોહર કાંતિને વિશેષ દીપ્ત કરનાર મણિ–માણિક્યાદિના અલંકારો અને રંગબેરંગી વસ્ત્રો ઠર્યાં. એ કાંતિ મારી ત્વચાની શોભા ઠરી; એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાંકી સુંદર દેખાડે છે; અહોહો! આ મહા વિપરીતતા છે! જે શરીરને હું મારું માનું છું તે શરીર માત્ર ત્વચા વડે, અને તે ત્વચા કાંતિ વડે, અને તે કાંતિ વસ્ત્રાલંકાર વડે શોભે છે. ત્યારે શું મારા શરીરની તો કંઇ શોભા નહીં જ કે? રુધિર, માંસ અને હાડનો જ કેવળ એ માળો કે? અને એ માળો તે હું કેવળ મારો માનું છું. કેવી ભૂલ! કેવી ભ્રમણા! અને કેવી વિચિત્રતા છે! કેવળ હું પરપુદ્ગલની શોભાથી શોભું છું. કોઈથી રમણિકતા ધરાવતું શરીર તે મારે મારું કેમ માનવું? અને કદાપિ એમ માનીને હું એમાં મમત્વ ભાવ રાખું તે પણ કેવળ દુઃખપ્રદ અને વૃથા છે. આ મારા આત્માનો એ શરીરથી એક કાળે વિયોગ છે! આત્મા જ્યારે બીજા દેહને ધારણ કરવા પરવરશે ત્યારે આ દેહ અહીં રહેવામાં કંઈ શંકા નથી. એ કાયા મારી ન થઈ અને નહીં થાય ત્યારે હું એને મારી માનું છું કે માનું એ કેવળ મૂર્ખતા છે. જેનો એક કાળે વિયોગ થવાનો છે, અને જે કેવળ અન્યત્વભાવ ધરાવે છે તેમાં મમત્વપણું શું રાખવું? એ જ્યારે મારી થતી નથી, ત્યારે મારે એના થવું શું ઉચિત છે? નહીં, નહીં, એ જ્યારે મારી નહીં, ત્યારે હું એનો નહીં; એમ વિચારું, દૃઢ કરું, અને પ્રવર્તન કરું, એમ વિવેક બુદ્ધિનું તાત્પર્ય છે. આ આખી સૃષ્ટિ અનંત પદાર્થોથી ભરેલી છે; તે સઘળા પદાર્થ કરતાં જેના જેટલી કોઇ પણ વસ્તુ પર મારી પ્રિયતા નથી, તે વસ્તુ તે મારી ન થઈ, તો પછી બીજી કંઈ વસ્તુ મારી હોય? અહો! હું બહુ ભૂલી ગયો. મિથ્યા મોહમાં લથડી પડ્યો. તે નવ યૌવનાઓ, તે માનેલા કુળ-

દીપક પુત્રો, તે અઢળક લક્ષ્મી, તે છ ખંડનું મહાન રાજ્ય — એ મારાં નથી. એમાંનું લેશમાત્ર મારૂં નથી એમાં મારો કિંચિત્ ભાગ નથી, જે કાયાથી હું એ સઘળી વસ્તુઓનો ઉપભોગ લઉં છું, તે ભોગ્ય વસ્તુ જ્યારે મારી ન થઈ, ત્યારે બીજી મારી માની બેઠેલ વસ્તુ, સ્નેહી, કુટુંબી ઇત્યાદિ મારાં શું થનાર હતાં? નહીં, કંઈ જ નહીં, એ મમત્વ ભાવ મારે જોઇતો નથી! એ પુત્ર, એ મિત્ર, એ કલત્ર, એ વૈભવ અને એ લક્ષ્મીને મારે મારાં માનવાં જ નથી! હું એનો નહીં, ને એ મારાં નહીં! પુણ્યાદિ સાધીને મે જે જે વસ્તુ પ્રાપ્ત કરી તે તે વસ્તુ મારી ન થઈ એ જેવું સંસારમાં કયું ખેદમય છે? મારાં ઉગ્ર પુણ્યત્વનું પરિણામ આ જ કે? છેવટે એ સઘળાંનો વિયોગ જ કે? પુણ્યત્વનું એ ફળ પામીને એની વૃદ્ધિને માટે જે જે પાપ કર્યાં તે તે મારા આત્માએ ભોગવવાં જ કે? તે પણ એકલાએ જ કે? એમાં કોઈ સહિયારી નહીં જ કે? નહીં, નહીં એ અન્યત્વ ભાવવાળાં મારે થઈને હું મમત્વ ભાવ દર્શાવી આત્માનો અનહિતૈષી થઈ એને રૌદ્ર નરકનો ભોક્તા કરૂં એ જેવું કયું અજ્ઞાન છે? એવી કઈ ભ્રમણા છે? એવો કયો અવિવેક છે? ત્રેસઠ શલાકા પુરુષમાંનો હું એક ગણાયો, ત્યાં આવાં કૃત્ય ટાળી શકું નહીં, અને પ્રાપ્ત કરેલી પ્રભુતાને ખોઈ બેસું, એ કેવળ અયુક્ત છે. એ પુત્રોનો, એ પ્રમદાઓનો, એ રાજવૈભવનો અને એ વાહનાદિ સુખનો મારે કશો અનુરાગ નથી! મમત્વ નથી!

વૈરાગ્યનું રાજરાજેશ્વર ભરતના અંતઃકરણમાં આવું ચિત્ર પડ્યું કે તિમિરપટ ટળી ગયું. શુક્લધ્યાન પ્રાપ્ત થયું. અશેષ કર્મ બળીને ભસ્મીભૂત થયાં! મહા દિવ્ય અને સહસ્ત્ર કિરણથી પણ અનુપમ કાંતિમાન કેવળજ્ઞાન પ્રગટ થયું.

પાંચમી અશુચિ ભાવનામાં સનત્કુમાર ચક્રવર્તીનું દૃષ્ટાંત મોક્ષમાળામાં આપ્યું છે, તે છે. પ્રમાણ શિક્ષામાં કાયા અશુચિનો ભંડાર

છે એમ જણાવ્યું છે, છતાં મનુષ્યદેહને સર્વ દેહોત્તમ કહેવા યોગ્ય છે. તે શાને લીધે ? કે એનાથી સિદ્ધગતિની સિદ્ધિ છે. "મેધાવી પુરુષો નિરંતર એ માનવત્વનો આમ જ મર્મ પ્રકાશે છે: વિવેક-બુદ્ધિના ઉદય વડે મુક્તિના રાજમાર્ગમાં પ્રવેશ કરાય છે. અને એ માર્ગમાં પ્રવેશ એ જ માનવદેહની ઉત્તમતા છે. તો પણ સ્મૃતિમાન થવું યથોચિત છે કે તે દેહ કેવળ અશુચિમય તે અશુચિમય જ છે. એના સ્વભાવમાં અન્યત્વ નથી."

છઠ્ઠી સંસારભાવના વર્ણવી છે. તેમાં સંસારનું સ્વરૂપ જાણી તેમાંથી મુક્ત થયેલા બલશ્રી નામના રાજકુમાર જે મૃગાપુત્ર નામે પ્રસિદ્ધ છે તેમનું ચરિત્ર આપ્યું છે. "એ યુવરાજ ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં સંયતિના ગુણને પામ્યા હતા; એથી કરીને દમીશ્વર એટલે યતિમાં અગ્રેસર ગણાવા યોગ્ય હતા." 'ઉત્તરાધ્યયન શાસ્ત્ર' ને આધારે આ ચરિત્ર સંસારનું સ્વરૂપ અને તેથી મુક્ત થવાનો માર્ગ દર્શાવી ઊંડો વિચાર કરવા પ્રેરે તેવી રીતે વિસ્તારથી લખાયું છે. મહેલમાં રહીને નગરના ચોકમાં "મહા તપ, મહા નિયમ, મહા સંયમ, મહા શીલ અને મહા ગુણના ધામરૂપ એક શાંત તપસ્વીને મૃગાપુત્રે જોયા. તે મુનિને નીરખી નીરખીને જોવા લાગ્યા. પછી તે એમ બોલ્યા: હું જાણું છું કે આવું રૂપ મેં ક્યાંક દીઠું છે.' અને એમ બોલતાં બોલતાં તે કુમાર શોભનિક પરિણામને પામ્યા. મોહપટ ટળ્યું; ને ઉપશમતા પામ્યા. જાતિસ્મૃતિજ્ઞાન પ્રકાશિત થયું. પૂર્વિત જાતિની સ્મૃતિ ઉપજવાથી તે મૃગાપુત્ર, મહારિદ્ધિના ભોક્તા, પૂર્વના ચારિત્રના સ્મરણને પામ્યા. શીઘ્રમેવ તે વિષયને વિષે અણુરાચતા થયા; સંયમને વિષે રાચતા થયા. માતાપિતાની સમીપે આવીને તે બોલ્યા કે પૂર્વ ભવને વિષે મેં પાંચ મહાવ્રતને સાંભળ્યાં હતાં. નરકને વિષે જે અનંત દુઃખ છે તે પણ મેં સાંભળ્યાં હતાં. એ અનંત દુઃખથી ખેદ પામીને હું તેનાથી નિવર્તવાનો અભિલાષી થયો છું. સંસાર રૂપી

સમુદ્રથી પાર પામવા માટે હે ગુરુજનો, મને તે પાંચ મહાવ્રત ધારણ કરવાની અનુજ્ઞા દ્યો."

"કુમારના નિવૃત્તિથી ભરેલાં વચનો સાંભળીને માતાપિતાએ ભોગ ભોગવવાનું આમંત્રણ કર્યું. આમંત્રણ વચનથી ખેદ પામીને મૃગાપુત્ર એમ કહે છે કે અહો! માત, અને અહો! તાત, જે ભોગોનું તમે મને આમંત્રણ કરો છો તે ભોગ મેં ભોગવ્યા. તે ભોગ વિષફળ-કિંપાક વૃક્ષના ફળની ઉપમાથી યુક્ત છે. ભોગવ્યા પછી કડવા વિપાકને આપે છે. સદૈવ દુઃખોત્પત્તિનાં કારણ છે આ શરીર છે તે અનિત્ય અને કેવળ અશુચિમય છે. અશુચિથી ઉત્પન્ન થયું છે. જીવનો એ અશાશ્વત વાસ છે, અનંત દુઃખનો હેતુ છે. રોગ, જરા અને ક્લેશાદિકનું એ શરીર ભાજન છે. એ શરીરને વિષે હું કેમ રતિ કરું? બાલપણે એ શરીર છાંડવું છે કે વૃદ્ધપણે એવો જેનો નિયમ નથી. એ શરીર-પાણીના ફીણના બુદ્બુદા જેવું છે. એવા શરીરને વિષે સ્નેહ કેમ યોગ્ય હોય? મનુષ્યત્વમાં એ શરીર પામીને કોઢ, જ્વર વગેરે વ્યાધિને તેમજ જરા, મરણને વિષે ગ્રહાવું રહ્યું છે. તેમાં હું કેમ પ્રેમ બાંધું?"

"જન્મનું દુઃખ, જરાનું દુઃખ, રોગનું દુઃખ, મરણનું દુઃખ, એવાં કેવળ દુઃખના હેતુ સંસારને વિષે છે. ભૂમિ–ક્ષેત્ર, આવાસ, કંચન, કુટુંબ, પુત્ર, પ્રમદા બંધવ એ સકલને છાંડીને માત્ર ક્લેશ પામીને આ શરીરથી અવશ્યમેવ જવું છે. જેમ કિંપાક વૃક્ષના ફળનું પરિણામ સુખદાયક નથી, એમ ભોગનું પરિણામ પણ સુખદાયક નથી. જેમ કોઈ પુરુષ મહાપ્રવાસને વિષે અન્નજલ અંગીકાર ન કરે એટલે કે ન લે અને ક્ષુધા-તૃષાએ કરીને દુઃખી થાય તેમ ધર્મના અનાચરણથી પરભવને વિષે જતાં તે પુરુષ દુઃખી થાય; જન્મ, જરાદિકની પીડા પામે. મહાપ્રવાસમાં પરવરતાં જે પુરુષ અન્નજ-લાદિક લે તે પુરુષ ક્ષુધાતૃષાથી રહિત થઈ સુખને પામે; અલ્પ

કર્મરહિત હોય; અશાતા વેદનીય રહિત હોય. હે ! ગુરુજનો, જેમ કોઈ ગૃહસ્થનું ઘર પ્રજ્વલિત થાય છે, ત્યારે ઘરનો ધણી અમૂલ્ય વસ્ત્રાદિકને લઈ જઈ, જીર્ણ વસ્ત્રાદિકને છાંડી – રહેવા દે છે, તેમ લોક બળતો દેખીને જીર્ણ વસ્ત્રરૂપ જરા – મરણને છાંડીને અમૂલ્ય આત્માને તે બળતાથી (તમે આજ્ઞા આપો એટલે હું) તારીશ."

મૃગાપુત્રનાં વચન સાંભળીને શોકાર્ત થયેલાં એનાં માતાપિતા બોલ્યાં: "હે ! પુત્ર, આ તું શું કહે છે? ચારિત્ર પાળતાં બહુ દુર્લભ છે. ક્ષમાદિક ગુણને યતિએ ધરવા પડે છે, રાખવા પડે છે, યત્નથી સાચવવા પડે છે. સંયતિએ મિત્રમાં અને શત્રુમાં સમભાવ રાખવો પડે છે. સંયતિને પોતાના આત્મા ઉપર અને પર આત્મા ઉપર સમબુદ્ધિ રાખવી પડે છે. અથવા સર્વ જગત ઉપર સરખો ભાવ રાખવો પડે છે. એવું એ પ્રાણાતિપાત વિરતિ પ્રથમ વ્રત યાવત્ જીવતાં સુધી, પાળતાં દુર્લભ તે પાળવું પડે છે." એમ પાંચે મહાવ્રત, રાત્રિભોજન ત્યાગ, ક્ષુધા આદિ બાવીશ પરિષહ સહન કરવાં કેટલાં કઠણ છે તે દરેકના સ્વરૂપ સહિત મુશ્કેલીઓ દર્શાવી યૌવન વયને વિષે સંયમ તેને માટે દુષ્કર છે એમ માતાપિતા સાબિત કરે છે અને વૃદ્ધપણામાં ધર્મ આચરવા તેને ભલામણ કરે છે.

તેના ઉત્તરમાં તે જ્ઞાનવીર મૃગાપુત્ર કહે છે: "વિષયની વૃત્તિ ન હોય તેને સંયમ પાળવો કંઈએ દુષ્કર નથી. આ આત્માએ શારીરિક અને માનસિક વેદના અશાતારૂપે અનંતવાર સહી છે, ભોગવી છે મહાદુઃખથી ભરેલી ભયને ઉપજાવનારી અતિ રૌદ્ર વેદના આ આત્માએ ભોગવી છે. જન્મ, જરા, મરણ એ ભયનાં ધામ છે. ચતુર્ગતિરૂપ સંસાર–અટવીમાં ભમતાં અતિ રૌદ્ર દુઃખો મેં ભોગવ્યાં છે."

એમ વિસ્તારથી પૂર્વ ભવે નરકમાં ભોગવેલાં દુઃખો ત્રાસ ઉપજાવે તેવી રીતે મૃગાપુત્રે કહી બતાવ્યાં ત્યારે તેનાં જનક – જનેતા એમ બોલ્યાં: "હે ! પુત્ર, જો તારી ઈચ્છા દીક્ષા લેવાની છે તો

દીક્ષા ગ્રહણ કર; પણ ચારિત્રમાં રોગોત્પત્તિ વેળા વૈદક કોણ કરશે? દુ:ખનિવૃત્તિ કોણ કરશે? એ વિના બહુ દોહ્યલું છે."

મૃગાપુત્રે કહ્યું: "એ ખરું, પણ તમે વિચારો કે અટવીમાં મૃગ તેમજ પંખી એકલું હોય છે; તેને રોગ ઉત્પન્ન થાય છે ત્યારે તેનું વૈદું કોણ કરે છે? જેમ મૃગ વનમાં વિહાર કરે છે, તેમ હું ચારિત્રવનમાં વિહાર કરીશ, અને સપ્તદશ ભેદે સંયમનો અનુરાગી થઈશ દ્વાદશ પ્રકૃતિ તપ આચરીશ; તેમજ મૃગચર્યાથી વિચરીશ. મૃગને વનમાં રોગનો ઉપદ્રવ થાય છે. ત્યારે તેનું વૈદું કોણ કરે છે? જેમ તે મૃગ ઉપદ્રવ મુક્ત થયા પછી ગહનવને જ્યાં સરોવર હોય છે ત્યાં જાય છે, તૃણપાણી આદિનું સેવન કરીને પાછું જેમ તે મૃગ વિચરે છે તેમ હું વિચરીશ, એમ હું મૃગની પેઠે સંયમવંત હોઈશ. અનેક સ્થળે વિચરતો યતિ મૃગની પેઠે અપ્રતિબદ્ધ રહે, મૃગની પેઠે વિચરીને, મૃગચર્યા સેવીને, સાવદ્ય ટાળીને યતિ વિચરે. જેમ મૃગ તૃણ જલાદિકની ગોચરી કરે તેમ યતિ ગોચરી કરીને સંયમ ભાર નિર્વાહ કરે દુરાહાર માટે ગૃહસ્થને હીલે નહીં, નિંદા કરે નહીં, એવો સંયમ હું આચરીશ."

પછી માતાપિતાની આજ્ઞા લઈ પોતે કહી બતાવ્યું હતું તેથી પણ અત્યંત વિશુદ્ધ ચારિત્ર પાળી તે મોક્ષે ગયા; પ્રમાણ શિક્ષામાં ઉદ્દેશ દર્શાવતાં કહે છે: "આત્મ-ચારિત્રનું દુ:ખ દુ:ખ નહીં પણ પરમ સુખ છે, અને પરિણામે અનંત સુખતરંગ પ્રાપ્તિનું કારણ છે: તેમજ ભોગ વિલાસાદિકનું સુખ તે ક્ષણિક અને બહિર્દૃશ્ય સુખ તે કેવલ દુ:ખ જ છે પરિણામે અનંત દુ:ખનું કારણ છે, એમ સપ્રમાણ સિદ્ધ કરવા મહાજ્ઞાની મૃગાપુત્રનો વૈરાગ્ય અહીં દર્શાવ્યો છે. સંસાર પરિભ્રમણ નિવૃત્તિ અને સાવદ્ય ઉપકરણ નિવૃત્તિનો પવિત્ર વિચાર તત્વજ્ઞાનીઓ નિરંતર કરે છે."

સાતમી ભાવનામાં સત્તાવન આશ્રવદ્વાર એટલે પાપને પ્રવેશ

કરવાનાં પ્રનાલ વર્ણવેલાં છે. કુંડરિક મુનિએ હજાર વર્ષ ચારિત્ર પાળી પરિણામ બગડી જતાં પોતાના ભાઈએ રાજ્ય પાછું આપ્યું તે ગ્રહણ કર્યું, સર્વ તેને પતિત માની ધિક્કારતા હતા. તેનું વેર લેવાના વિચારમાં તે મરણ પામી સાતમી નરકે ગયો.

આઠમી સંવર ભાવનામાં પાપ–પ્રનાલરૂપ આશ્રવદ્વારને રોકવા વિષે જણાવી કુંડરિકના ભાઈ પુંડરિકે ભાઈનો મુનિવેશ ગ્રહણ કરી એવો નિશ્ચય કર્યો કે મારે મહર્ષિ ગુરુ કને જવું અને ત્યાર પછી જ અન્નજલ ગ્રહણ કરવાં. અણુવાણે ચરણે પરવરતાં પગમાં કાંકરા કાંટા વાગવાથી લોહીની ધારાઓ ચાલી તોપણ તે ઉત્તમ ધ્યાને સમતા ભાવે રહ્યો એથી એ મહાનુભાવ મરીને સર્વાર્થસિદ્ધિ વિમાનમાં દેવરૂપે ઉપજ્યો.

એ જ ભાવનાનું બીજું શ્રી વજ્ર સ્વામીનું દૃષ્ટાંત આપ્યું છે. તેમાં તે કંચન–કામિનીથી ચળ્યા નહીં; તે જોઈને તેમને ચળાવવા પ્રયત્ન કરનાર યુવતી રૂકૂમિણીએ ચારિત્ર ગ્રહણ કર્યું; મન, વચન કાયાને અનેક પ્રકારે દમન કરી આત્માર્થ સાધ્યો.

નવમી નિર્જરા ભાવનામાં બાર પ્રકારનાં તપનું વર્ણન કરી દૃઢપ્રહારી–સાતે વ્યસન સેવનાર બ્રાહ્મણપુત્રનાં પાપ જણાવી તેનો પશ્ચાત્તાપ થતાં ઉત્તમ ભાવનાએ પંચમુષ્ટિ કેશલુંચન કરી, સાધુપણું ગ્રહણ કરી, લોકોના સંતાપ સમભાવથી સહન કરવાનો નિશ્ચય કરી, કેવી રીતે સર્વ દુઃખ ખમીને ક્ષમાધર બન્યા, તેનું ટૂંકામાં વર્ણન કર્યું છે.

દશમી લોકસ્વરૂપ ભાવનામાં લોકનો પુરુષ–આકાર વર્ણવી, ભુવનપતિ, વ્યંતર અને સાત નરકનો અધોલોક; મધ્ય લોકમાં અઢી દ્વીપ વગેરે અને ઊર્ધ્વ લોકમાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન અને તે ઉપર સિદ્ધ શિલા છે એમ લોકાલોક

પ્રકાશક સર્વજ્ઞ, સર્વદર્શી અને નિરુપમ કેવલજ્ઞાનીઓએ ભાખ્યું છે એમ સંક્ષિપ્ત વર્ણન કર્યું છે.

સોળ સત્તર વર્ષની વયમાં શ્રીમદ્‌ને વર્તતા અદ્દ્ભુત વૈરાગ્ય અને વિશાળ વાંચનના ફળરૂપ 'મોક્ષમાળા' અને 'ભાવના બોધ' ગ્રંથ લખાયા છે, તે દર્શાવવા તેમ જ સુજ્ઞ વાંચનારને તેની પ્રસાદી ચખાડવાના ઉદ્દેશથી વિસ્તારપૂર્વક લખાણ કર્યું છે. આથી જેને રુચિ ઉત્પન્ન થશે અને મૂળ ગ્રંથોના વાંચન, મનન તથા ધીરજથી પાચન થાય, સ્વીકાર થાય તેવા હિતકારી પુરુષાર્થમાં પ્રવર્તશે તેને તો અદ્‌ભુત વૈરાગ્ય, ઉત્તમ શ્રદ્ધા અને તે મહાપુરુષ પ્રત્યે પ્રેમ આદિ આત્માને ઉજ્જવળ કરનાર ગુણો અવશ્ય પ્રાપ્ત થશે,

## ૮

## અવધાન

શ્રી વવાણિયા ગામ નાનું હોવાથી એમનું મન પ્રવાસ તરફ રહ્યા કરતું. સં. ૧૯૪૦ના અરસામાં તેમણે મોરબીમાં પ્રવેશ કર્યો હતો.

મોરબીમાં શાસ્ત્રી શંકરલાલ માહેશ્વર ભટ્ટ અષ્ટાવધાનના પ્રયોગો જાહેરમાં કરી બતાવતા; એટલે આઠ બાબતો તરફ એકી વખતે લક્ષ રાખી ભૂલ વગર આઠ ક્રિયાઓ કરી બતાવવી. એ જ અરસામાં મુંબઈમાં ગટુલાલજી મહારાજ અષ્ટાવધાન કરતા. આ વખતે જાણવા પ્રમાણે હિંદુસ્થાનમાં બે જ પુરુષો ચમત્કારી સ્મરણ શક્તિવાળા ગણાતા હતા.

શ્રીમદ્ મોરબીમાં પધાર્યા તે અરસામાં તત્ત્વશોધક જૈનના પવિત્ર ઉપાશ્રયમાં શાસ્ત્રી શંકરલાલનાં અષ્ટાવધાન થયાં; તે વખતે

વણિકભૂષણુ કવિ તરીકે પ્રખ્યાતિ પામતા શ્રીમદ્‌ને પણુ અષ્ટાવધાનોનું નિરીક્ષણુ કરવા આમંત્રણુ હતું, શ્રીમદ્‌ની સ્મરણુશક્તિ તો અદ્‌ભુત હતી; તેમણે અવધાન જોયાં કે તે શીખી લીધાં. બીજે દિવસે વસંત નામે બગીચામાં પ્રથમ ખાનગીમાં મિત્રમંડળ સમક્ષ નવા નવા વિષયો લઈ અવધાન કરી બતાવ્યાં. બીજે દિવસે જાહેરમાં બે હજાર પ્રેક્ષકો સમક્ષ પવિત્ર ઉપાશ્રયમાં જ બાર અવધાન કરી બતાવ્યાં. સામાન્ય વિદ્વાન તરીકે લોકોમાં એ જાણીતા હતા, પણુ હવે તો આ ચમત્કારી સ્મરણુશક્તિથી લોકોમાં બહુ પ્રશંસા પામવા લાગ્યા.

મુંબઈના શેઠ લક્ષ્મીદાસ ખીમજીભાઈ મોરબીમાં આવેલા તે વખતે હાઇસ્કૂલમાં મોટી સભા ભરીને બાર અવધાન તેમણે કરી બતાવ્યાં હતાં. તે વખતે શેઠ લક્ષ્મીદાસ ખીમજીભાઈએ કહ્યું કે આ વખતે હિંદ ખાતે તો આ એક જ પુરુષ આટલી શક્તિવાળા છે. તે વખતે શ્રીમદ્‌ને રૂડું ઇનામ પણુ મળ્યું હતું.

ખાનગી પ્રસંગે શ્રીમદ્‌ને જામનગર જવાનું થયું હતું. ત્યાં તેઓએ ત્યાંના વિદ્વાનો આગળ બે સભાઓમાં બાર અને સોળ એમ બે વિધિથી અવધાનો કર્યાં હતાં. બધા પ્રેક્ષકો પ્રસન્ન થયા હતા. અહીં તેમને 'હિંદના હીરા' તરીકે ઉપનામ મળ્યું હતું. જામનગરમાં બે વિદ્વાનો આઠદશ વર્ષથી અવધાનો કરવા માટે મહેનત કરતા હતા; પરંતુ નિષ્ફળતા પ્રાપ્ત થતી હતી. તેથી ત્યાંના વિદ્વાનોને સોળ અવધાનો કરનાર પ્રત્યે બહુમાનપણું અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં હતાં.

વઢવાણુના પ્રદર્શનમાં એમણે કર્નલ એચ. એલનટ સાહેબ અને બીજા રાજા રજવાડા તથા મંત્રીમંડળ વગેરે મળી આશરે બે હજાર દ્રષ્ટાઓની સમક્ષ સોળ અવધાનો કરી બતાવ્યાં હતાં; તે જોઈ આખી

જંગી સભા આનંદ આનંદમય થઈ ગઈ હતી. સઘળા સભાજનોનાઃ મુખમાંથી શ્રીમદ્‌ની અજબ શક્તિની અનેક પ્રકારે પ્રશંસા પ્રગટતી હતી. ઉપરાઉપરી પ્રશંસાના ભાષણો થતાં જતાં હતાં. 'ગુજરાતી,' 'મુંબઈ સમાચાર,' 'લોકમિત્ર,' અને 'ન્યાયદર્શક,' પત્રોમાં પણ શ્રીમદ્‌નાં યશોગાન થવા લાગ્યાં.

બોટાદમાં એમણે એમના એક લક્ષાધિપતિ મિત્ર શેઠ હરિલાલ શિવલાલની સમક્ષ બાવન અવધાન કર્યાં હતાં. વચ્ચે કંઈ પણ પરિશ્રમથી પરિચય રાખ્યા વિના પગભારાં સોળ મૂકીને બાવન અવધાન કર્યાં એ ઉપરથી શ્રીમદ્‌ના પરાક્રમ, હિમ્મત, શક્તિ અને બુદ્ધિબળના ચમત્કારનું કંઈક ભાન થશે.

**બાવન કામ :** - ચોપાટે રમતા જવું, શેતરંજે રમતા જવું, ટકોરા ગણતા જવું, માળાના મણકા ગણતા જવું, સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર આપેલા ગણતા જવું, ગંજીફે રમતા જવું, સોળ ભાષાઓના શબ્દો યાદ રાખતા જવું, બે કોઠામાં આડાઅવળા અક્ષરથી કવિતાઓ માગેલા વિષયની કરાવતા જવું, આઠ ભિન્નભિન્ન માગેલી સમસ્યાઓ પૂર્ણ કરતા જવું, સોળ જુદાજુદા માગેલાં વૃત્તોમાં માગેલા વિષયો તૈયાર કરાવતા જવું, એમ બાવન કામની શરૂઆત એક વખતે કરવી. એક કામનો કંઈક ભાગ કરી બીજા કામનો કંઈક ભાગ કરવો. પછી ત્રીજા કામનો કંઈક કરવો, પછી ચોથા કામનો કંઈક ભાગ કરવો. પછી પાંચમાનો એમ બાવને કામનો થોડો થોડો ભાગ કરવો. ત્યારપછી વળી પહેલા કામ તરફ આવવું અને તેનો થોડો ભાગ કરવો. બીજાનો કરવો, ત્રીજાનો કરવો એમ સઘળાં કામ પૂર્ણ થતાં સુધી કર્યે જવું. એક સ્થળે ઊંચે આસને બેસીને એ બધાં કામમાં મન અને દૃષ્ટિ પ્રેરિત કરવી, લખવું નહિ કે બીજીવાર પૂછવું નહિ અને સઘળું સ્મરણમાં રાખી એ બાવને કામ પૂર્ણ કરવાં, કંઈક સમજાય તેવી સમજુતી નીચે આપી છે.

(૧)—ચોપાટે રમતા જવું—ત્રણ જણ ચોપાટે બીજા રમતા હતા તેમની સાથે ચોપાટે રમતાં જતાં અને વચ્ચે બીજાં એકાવન કામ કરતાં જતાં છેવટે લીલી, પીળી, લાલ અને કાળી એ ચાર રંગની સોગઠીઓ ધ્યાનમાં રાખીને કહી આપી હતી, ચોપાટ વચ્ચેથી ઉપાડી લેવામાં આવી હતી. પરંતુ જેના અંતઃકરણમાં બીજી ચોપાટ ગોઠવાયેલી હતી તેને એ ચોપાટની પછી શી જરૂર હતી?

(૨)—ગંજીફે રમતા જવું—ચોપાટનો પાસો નાખ્યા પછી બીજા ત્રણ જણની સાથે શ્રીમદ્ ગંજીફે રમતા જતા હતા. અને છેવટે પોતાનાં તેરે પત્તાં કહી આપ્યાં હતાં, એ પત્તાં માત્ર એકજવાર જોવા આપી લઈ લેવામાં આવ્યાં હતાં.

(૩)—શેતરંજે રમતા જવું—તે જ વખતે શેતરંજ રમવા બીજા એક જણની સાથે ચિત્ત પરોવ્યું હતું. અવધાનની સમાપ્તિએ વચ્ચેથી ઉપાડી લીધેલ શેતરંજના પાળા, ઊંટ, અશ્વ, હાથી, વજીર, બાદશાહ નંબરવાર કહી આપ્યાં હતાં.

(૪)—ટકોરા ગણવા—એ વખતે એક જણ બહાર ઊભો રહીને ઝાલરના ટકોરા વગાડતો હતો, તે યાદ રાખીને સઘળા છેવટે કહી દીધા હતા.

(૫)—પડતી ચણોઠી ગણવી— શ્રીમદ્‌ના વાંસા ઉપર વચ્ચે વચ્ચે તે કામની સાથે ચણોઠીઓ નાખવામાં આવતી હતી, તે કેટલી થઈ તે અવધાનની સમાપ્તિએ કહી દીધી હતી.

(૬, ૭, ૮, ૯)—બાદબાકી, ગુણાકાર, ભાગાકાર અને સરવાળા તે કામોની સાથે ગણવા આપ્યા હતા તે ગણીને મનમાં રાખી છેવટે તેના જવાબ કહી બતાવ્યા હતા.

(૧૦)—એક જણ હાથમાં માળાના મણકા ફેરવતો જતો હતો તેના તરફ શ્રીમદ્‌ની નજર હતી. તે માળા વચ્ચેથી અધૂરી મૂકવામાં આવી હતી, છેવટે તેમણે કેટલા મણકા ફર્યા હતા તે કહી આપ્યું હતું.

(૧૧ થી ૨૬)—જુદી જુદી ભાષાઓના શબ્દો (સોળ ભાષાના શબ્દો) સોળ જણાને વહેંચી આપવામાં આવ્યા હતા. બીજાં કામ કરતાં વચમાં અનુક્રમ વિના એકેકો અક્ષર શ્રીમદ્દને સંભળાવવામાં આવતો.-પ્રથમ ત્રીજો-અક્ષર અરબી વાક્યને કહેલો, પછી ૧૭મો લેટીનનો કહેવાતો, બીજો અક્ષર સંસ્કૃત વાક્યનો તો પછી ૪૧મો અક્ષર ઉર્દુ વાક્યને એમ આડાઅવળા શબ્દો કહેવામાં આવ્યા હતા. સઘળા કહેવાઈ રહ્યા પછી અવધાનની સમાપ્તિ વખતે ભાષાવાર કવિએ પૂર્ણ વાક્ય કે કાવ્ય ગોઠવીને ક્રમ પ્રમાણે કહી બતાવ્યાં હતાં. સંસ્કૃતનો એક અક્ષર ચોથો હોય અને એક પચાસમો હોય એ બનેને ક્યાંય પણ લખ્યા સિવાય અંતઃકરણથી ગોઠવી શ્લોક-બદ્ધ કરી દેવા એ સહેલી વાત નથી મરાઠી, ગુજરાતી, સંસ્કૃત, હિંદી, અગ્રેજી, પંજાબી, કર્ણાટકી, બંગાળી, મારવાડી, ગ્રીક, ઉર્દુ, જાડેજી, આરબી, ફારસી, દ્રાવિડી અને સિંધી એમ સોળ ભાષાના અક્ષરો અપાયેલા હતા, એ ભાષાના શબ્દોના વિલોમ રૂપ એટલે અક્ષરો આપેલા તે ક્રમનું દૃષ્ટાંત નીચે પ્રમાણે છે:

સંસ્કૃતનું વિલોમ સ્વરૂપ

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| स्ति | को | ष्णा | स्व | स्व | र्ग | स्ति | क्तः | तु | क्ष | ब |
| हि | वि | यो | वि | वा | को | प | मु | र | रो | द्धो |
| षो | या | को | मु | प | गी | क | रा | वा | वि | प |
| म | क्ति | य॰ | द | द्वो | ये | वि | न | ह | र | दे |

શ્રીમદે કહી આપેલો શ્લોક

बद्धो हि को यो विपयानुरागी

को वा विमुक्तो विपये विरक्तः।

को वास्ति घोरो नरकः स्वदेहः

तृष्णाक्षयः स्वर्गपदं किमस्ति ॥

ગુજરાતી ભાષાના વાક્યનું વિલોમ સ્વરૂપ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ત | ત્નો | ષ્ટિ | ના | આ | જુ | આ | સુ | થા |
| શો | જે | પ | દ | એ | ય | જો | થી | છે |
| ર | સુ | ને | ભિ | ઈ | નં | હ | વાં | છે |

ગુજરાતી વાક્ય કહી બતાવ્યું હતું તે

'આપના જેવાં રત્નોથી હજુ સૃષ્ટિ સુશોભિત છે, એ જોઇને આનંદ થાય છે.'

એવી રીતે બાકીની ચૌદ ભાષાઓના વિલોમ સ્વરૂપે સાંભળેલા અક્ષરો ઉપરથી ખરા સ્વરૂપે વાક્યો કે કાવ્યો કહી બતાવ્યાં હતાં.

(૨૭-૨૦)—બે જણ બે વિષયો, કોષ્ટકમાં આડાઅવળા અક્ષરો માગી પૂરા કરાવવા ઇચ્છે છે. શ્રીમદે તે કેવા રૂપથી પૂર્ણ કરાવ્યા તેનો એક નમૂનો અહીં આપ્યો છે. માગનાર જે નંબરનો અનુક્રમ વિના અક્ષર માગે છે તે આપી શ્રીમદ્ તે કાવ્યો પૂર્ણ કરે છે.

નીચેના કોષ્ટકમાં અક્ષરો ઉપર જે આડાઅવળા આંકડા મૂકયા છે તે પ્રમાણે અક્ષરો મગાયા હતા, તે કોષ્ટકમાં ગોઠવતાં ભુજંગી છંદનું કાવ્ય બન્યું હતું. જેમકે પહેલા અક્ષરની માંગણી એવી કરી કે ૪૬ મો અક્ષર આપો, એટલે શ્રીમદે 'ળ' આપ્યો પછી બીજા અક્ષર ૧૯ મો માગ્યો એટલે 'મ' આપ્યો. એમ અડતાળીસ વખત અક્ષરની માગણી કરી. અક્ષરો ઉપર આંકડાં મૂકેલા છે તે કેટલામી માગણી છે એમ સૂચવે છે.

'કવિતાને હિમ્મત' વિષે—ભુજંગી છંદ

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩ ભ | ૧૬ લી | ૩૨ ક્ષા | ૪૫ નિ | ૮ સા | ૧૯ ચા | ૩૬ ધ | ૩૪ રે | ૧૧ તું | ૨૩ ક | ૨૧ વિ | ૨૦ તા, |
| ૧૦ પ | ૧૮ ડી | ૩૧ શો | ૭ ક | ૪૪ માં | ૨૭ કે | ૨ મ, | ૩૭ તું | ૩૫ કા | ૧૨ વ્યુ | ૪૦ ગી | ૩૮ તાં |
| ૨૮ હ | ૨૬ વે | ૩૦ જો | ૧૫ મ | ૬ ને | ૪૩ જો | ૩ ડ | ૪૨ તાં | ૧૩ છ | ૪૬ પં | ૨૨ દે | ૪૭ જે |
| ૯ કે | ૧૭ પા | ૪૮ તું | ૨૫ ક | ૨૯ રી | ૫ મુ | ૪ જ | ૪૧ સં | ૧૪ ભા | ૧ ળ | ૩૯ લે | ૨૪ જે |

(૨૯ થી ૩૬)—આઠ જુદી જુદી સમસ્યાઓ આપી હતી તેને વચ્ચે એકેકી કડી લખાવીને પૂર્ણ કરી હતી, છેવટે આઠે સમસ્યાઓ શ્રીમદે બોલી દેખાડી હતી.

(૩૭ થી ૫૨)—સોળ જણાએ જુદા જુદા સોળ વિષયોની જુદા જુદા વૃત્તમાં કવિતા માગી હતી. તે કવિતાની એકેકી કડી એકેકુ કામ કરતાં જતાં શ્રીમદે પૂર્ણ કરાવી હતી અને છેવટે તે સોળે નવી કવિતાઓ શ્રીમદ્‌ને મોઢે થઈ ગઈ હતી તે પોતે ગાઇ બતાવી હતી. તેમાંના બેત્રણ નમૂના નીચે આપ્યા છે :

૧. ચંદ્રના રથને હરણિયાં શા માટે જોડયાં છે? તે માટે તર્ક દોડાવવો અને ઉપરની બે કડી પાછી વાણિયા ઉપર ઉતારવી, એ વિષય આપેલો.

(શાર્દૂલવિક્રીડિત)

" અંગે શૌર્ય દમામ નામ ન મળે, સત્તા ગઠી ના જરી!
પ્રેમી કાયરતા તણો અધિક છે, શાસ્ત્રે કથા એ ખરી;
ભાગી જાય જરૂર તે ભયભર્યો, રે! દેખતાં કેસરી,
તે માટે રથ ચંદ્રને હરણિયાં જોડી દીધાં શ્રી હરિ! "

૨. કજોડાં માટે હિંદુઓનો તિરસ્કાર—એ વિષય આપ્યો હતો :

(મનહર છંદ)

ફૂળ મૂળ પર મોહી, શ્રમ હાથે કરી રોપો,
ભૂલ થકી ધૂળ કેમ કરો નિજ બાળિકા?
કરો છો કસાઈ થકી, એ સવાઈ આર્ય ભાઈ,
નક્કી એ નવાઈની ભવાઈ સુખ ટાળિકા;
ચેતો ચેતો રે ચતુર નર ચેતો ચિત્ત,
બાળો નહીં હાથે કરી, બાળ અને બાળિકા.
અરે! રાયચંદ કહો, કેમ કરી માને એહ,
ચડી બેઠી જેની કાંધે, ક્રોધ કરી કાળિકા!

શીઘ્રતાથી કરેલાં કાવ્યોમાં પણ ઝમક અને કલ્પના કેટલાં મનોહર છે!

૩ કવિનું નામ પોતાના પિતાના નામ સહિત આવે તથા તે જ દોહરામાં મહાત્માને પ્રણામ થાય, એ વિષય આપ્યો હતો.

(દોહરો)

રાખે યશ ચંદ્રોદયે, રહે વધુ-છવો નામ,
તેવા નરને પ્રેમથી, નામ કરે પરમાણ.

પ્રોફેસર રવજીભાઈ દેવરાજે શ્રીમદ્‌ને સ્મરણ શક્તિ વિષે પ્રશ્ન પૂછેલો "એક કલાકમાં સો શ્લોક સ્મરણભૂત રહી શકે?" તથા કોલેજમાં ન્યાય શાસ્ત્ર (Logic) શિખવાય છે તેનો વિશેષ અભ્યાસ કરવા કાશીક્ષેત્ર તરફ જવા વિષે સલાહ પૂછાવેલી તેનો ઉત્તર શ્રીમદે અઢાર વર્ષની ઉમ્મરે આપ્યો છે, તે અનેક રીતે વિચારવા યોગ્ય હોવાથી નીચે આપ્યો છે:—

રવાને શ્રી વવાણીઆ બંદર
મિ. ૨. ૬-૧-૮-૧૯૪૨

મુગટમણિ રવજીભાઈ દેવરાજની પવિત્ર જનાબે.

વવાણીઆ બંદરથી વિ. રાયચંદ વિ. રવજીભાઈ મહેતાના પ્રેમપૂર્વક પ્રણામ માન્ય કરશોજી. અત્રે હું ધર્મ-પ્રભાવવૃત્તિથી કુશળ છું. આપની કુશળતા ચાહું છું. આપનો દિવ્ય પ્રેમભાવભૂષિત પત્ર મને મળ્યો, વાંચીને અત્યાનંદાર્ણવતરંગ રેલાય છે; દિવ્ય પ્રેમ અવલોકન કરીને પરમ સ્મરણ આપનું ઊપજ્યું છે. આવા પ્રેમી પત્રો નિરંતર મળવા વિજ્ઞાપના છે અને તે સ્વીકૃત કરવી આપને હસ્તગત છે. એટલે ચિંતા જેવું નથી. આપે માગેલા પ્રશ્નોનો ઉત્તર અહીં આગળ આપી જવાની રજા લઉં છું.

પ્રવેશક:—આપનું લખવું ઉચિત છે. સ્વસ્વરૂપ ચીતરતાં મનુષ્ય ખચકાઇ જાય ખરો. પરંતુ સ્વસ્વરૂપમાં જ્યારે આત્મસ્તુતિનો કિંચિત્ ભાગ મળે ત્યારે, નહીં તો નહીં જ. આમ મારું મત છે. આત્મસ્તુતિનો સામાન્ય અર્થ પણ આમ થાય છે કે પોતાની જૂઠી આપવડાઈ ચીતરવી. અન્યથા આત્મસ્તુતિનું ઉપનામ પામે છે, પરંતુ ખરું લખાણ તેમ પામતું નથી. અને જ્યારે ખરું સ્વસ્વરૂપ આત્મસ્તુતિ ગણાય તો પછી મહાત્માઓ પ્રખ્યાતિમાં આવે જ કેમ? માટે સ્વસ્વરૂપની સત્યતા કિંચિત્ આપની માગણી ઉપરથી જણાવતાં અહીં આગળ મેં આંચકો ખાધો નથી, અને તે પ્રમાણે કરતાં ન્યાયપૂર્વક હું દોષિત પણ થયેલો નથી.

જ—પંડિત લાલાજી મુંબઇનિવાસીનાં અવધાનો સંબંધી આપે બહુએ વાંચ્યું હશે. એઓ પંડિતરાજ અષ્ટાવધાન કરે છે, તે હિંદ-પ્રસિદ્ધ છે

આ લખનાર બાવન અવધાન જાહેરમાં એક વખતે કરી ચૂકયો છે; અને તેમાં તે વિજયવંત ઊતરી શકયો છે. તે બાવન અવધાનઃ—

૧. ત્રણ જણ સાથે ચોપાટે રમ્યા જવું ... ... ૧

| | | |
|---|---|---|
| ૨. ત્રણ જણ સાથે ગંજીફે રમ્યા જવું | ... ... | ૧ |
| ૩. એક જણ સાથે શેતરંજે રમ્યા જવું | ... ... | ૧ |
| ૪. ઝાલરના ટકોરા ગણતા જવું | ... ... | ૧ |
| ૫. સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર મનમાં ગણ્યા જવું | ... ... ... ... ... | ૪ |
| ૬. માળાના પારામાં લક્ષ આપી ગણતરી કરવી | ... | ૧ |
| ૭. આઠેક નવી સમસ્યાઓ પૂર્ણ કરવી | ... ... | ૮ |
| ૮. સોળ નવા વિષયો વિવાદકોએ માગેલા વૃત્તમાં અને વિષયો પણ માગેલા—રચતા જવું | ... ... | ૧૬ |
| ૯. ગ્રીક, અંગ્રેજી, સંસ્કૃત, આરબી, લેટીન, ઉર્દુ, ગુર્જર, મરેઠી, બંગાળી, મરુ, જાડેજી આદિ સોળ ભાષાના ચારસેં શબ્દો અનુક્રમવિહીનના કર્તાકર્મ સહિત પાછા અનુક્રમ સહિત કહી આપવા, વચ્ચે બીજાં કામ પણ કર્યે જવાં | ... ... | ૧૬ |
| ૧૦. વિદ્યાર્થીને સમજાવવો | ... ... ... | ૧ |
| ૧૧. કેટલાક અલંકારના વિચાર | ... ... ... | ૨ |
| | | ૫૨ |

આમ આગળ કરેલાં બાવન અવધાનના લખાણ સંબંધે અહીં આગળ પૂર્ણાહુતિ થાય છે.

આ બાવન કામો એકી વખતે મનઃશક્તિમાં સાથે ધારણ કરવાં પડે છે. વગર જાણેલી ભાષાના વિકૃત અક્ષરો સુકૃત કરવા પડે છે. ટૂંકામાં આપને કહી દઉં છું કે આ સઘળું યાદ જ રહી જાય છે (હજુ સુધી કોઈવાર ગયું નથી). આમાં કેટલુંક માર્મિક સમજવું રહી જાય છે. પરંતુ દીલગીર છું કે તે સમજાવવું પ્રત્યક્ષને માટે છે. એટલે અહીં આગળ ચીતરવું વૃથા છે. આપ નિશ્ચય કરો કે આ એક કલાકનું કેટલું કૌશલ્ય છે? ટૂંકો હિસાબ ગણીએ તો પણ

બાવન શ્લોક તો એક કલાકમાં યાદ રહ્યા કે નહીં? સોળ નવા, આઠ સમસ્યા, સોળ જુદી જુદી ભાષાના અનુક્રમવિહીનના અને બાર બીજાં કામ મળી એક વિદ્વાને ગણતી કરતાં માન્યું હતું કે ૫૦૮ શ્લોકનું સ્મરણ એક કલાકમાં રહી શકે છે. આ વાત હવે અહીં આગળ એટલેથી જ પતાવી દઈએ છીએ.

બા—તેર મહિના થયાં દેહોપાધિ અને માનસિક વ્યાધિના પરિચયથી કેટનીક શક્તિ દાટી મૂકયા જેવીજ થઈ ગઈ છે. (બાવન જેવાં સો અવધાન તો હજુ પણ થઈ શકે છે) નહીં તો આપ ગમે તે ભાષાના સો શ્લોકો એક વખત બોલી જાઓ તો તે પાછા તેવી જ રીતે યાદીમાં રાખી બોલી દેખાડવાની સમર્થતા આ લખનારમાં હતી. અને તે માટે તથા અવધાનોને માટે 'સરસ્વતીનો અવતાર' એવું ઉપનામ આ મનુષ્યને મળેલું છે. અવધાન એ આત્મશક્તિનું કર્તવ્ય મને સ્વાનુભવથી જણાયું છે. આપનો પ્રશ્ન આવો છે કે "એક કલાકમાં સો શ્લોક સ્મરણભૂત રહી શકે?" ત્યારે તેનો માર્મિક ખુલાસો ઉપરના વિષયો કરશે એમ જાણી અહીં આગળ જગ્યા રોકી નથી. આશ્ચર્ય, આનંદ અને સંદેહમાંથી હવે જે આપને યોગ્ય લાગે તે ગ્રહણ કરો.

ટ—મારી શું શક્તિ છે? કંઈ જ નથી. આપની શક્તિ અદ્ભુત છે. આપ મારે માટે આશ્ચર્ય પામો છો, તેમ હું આપને માટે આનંદ પામું છું

આપ કાશીક્ષેત્ર તરફ સરસ્વતી સાધ્ય કરવા પધારનાર છો આમ વાંચીને અત્યાનંદમાં હું કુશળ થયો છું. વારુ! આપ ન્યાય શાસ્ત્ર કયું કહો છો? ગૌતમ મુનિનું કે મનુસ્મૃતિ, હિંદુધર્મ શાસ્ત્ર, મિતાક્ષરા, વ્યવહાર-મયૂખ આદિ પ્રાચીન ન્યાય-ગ્રંથો કે હમણાંનું બ્રિટિશ લો-પ્રકરણ? આનો ખુલાસો હું નથી સમજ્યો. મુનિનું ન્યાય-શાસ્ત્ર મુક્તિ-પ્રકરણમાં જાય તેમ છે. બીજા ગ્રંથો રાજ્ય

પ્રકરણમાં–બ્રિટિશમાં મોઠાં જાય છે; ત્રીજા ખાસ બ્રિટિશને જ માટે છે, પરંતુ તે અંગ્રેજી. ત્યારે હવે એમાંથી આપે કોને પસંદ કર્યું છે? તે મર્મ ખુલ્લો થવો જોઈએ. મુનિશાસ્ત્ર અને પ્રાચીન શાસ્ત્ર સિવાય જો ગણ્યું હોય તો એ અભ્યાસ કાશીનો નથી. પરંતુ મેટ્રીક્યુલેશન પસાર થયા પછી મુંબઈ–પૂનાનો છે, બીજાં શાસ્ત્રો સમયાનુકૂળ નથી. આ આપનો વિચાર જાણ્યા વિનાજ વેતર્યું છે. પરંતુ વેતરવામાં પણ એક કારણ છે. શું? તો આપે સાથે અંગ્રેજી વિદ્યાભ્યાસનું લખ્યું છે તે હું ધારું છું કે એમાં કંઈ આપ ભૂલ–થાપ ખાતા હશો. મુંબઈ કરતાં કાશી તરફ અંગ્રેજી અભ્યાસ કંઈ ઉત્કૃષ્ટ નથી, જ્યારે ઉત્કૃષ્ટ ન હોય ત્યારે આઘું પગલું ભરવાનો હેતુ બીજો હશે, આપ ચીતરો ત્યારે દર્શિત થાય, ત્યાં સુધી શંકાગ્રસ્ત છું.

૧ મને અભ્યાસ સંબંધી પૂછ્યું છે, તેમાં ખુલાસો જે દેવાનો છે, તે ઉપરની કલમની સમજણફેર સુધી દઈ શકતો નથી; અને જે ખુલાસો હું આપવાનો છું તે દલીલોથી આપીશ.

જ્ઞાનવર્ધક સભાના તંત્રીનો ઉપકાર માનું છું. એઓ આ અનુચરને માટે તસ્દી લે છે તે માટે.

આ સઘળા ખુલાસા ટૂંકામાં પતાવ્યા છે. વિશેષ જોઈએ તો માગો."

શ્રીમદ્‌ના બનેવી ચતુર્ભુજભાઈ લખે છે: "મુંબઈ જતા પહેલાં જેતપુર પધારેલા ત્યારે જે પુરુષ જે હાથથી પાઘડી બાંધતો હોય તે કયા હાથથી બાંધે છે એ તેના માથાની આકૃતિ જોઈ પારખવાનો અખતરો કરી બતાવ્યો હતો. પોતે દુકાનમાં બેઠા હતા તેમની સામે બહારથી માણસને ઉઘાડે માથે ઉભો રાખવામાં આવતાં તે જે વળની પાઘડી બાંધતો હોય તે પોતે કહી દેતા હતા. આશરે પંદર માણસની એમ પરીક્ષા કર્યા પછી એક પટેલને એવી રીતે ઉભો રાખતા પહેલાં શેઠ ઘેલા કાનજી તરફથી કહેવામાં

આવેલું કે તે કહે ત્યારે એમ કહેવું કે તે વાત ખરી નથી, તમે કહો છો તેમ હું બાંધતો નથી; બીજા હાથથી બાંધું છું; તે પ્રમાણે તેણે કહ્યું, એટલે કૃપાળુશ્રી(શ્રીમદ્‌)એ તે પ્રમાણે પાઘડી બાંધવા કહ્યું. પણ કૃત્રિમ રીતે તે બાંધવા લાગ્યો, તે બધાને સ્પષ્ટ લાગ્યું કે તે જૂઠું બોલ્યો છે. તે જોઈ પ્રેક્ષકોને બહુજ આશ્ચર્ય લાગ્યું. શી રીતે પરીક્ષા થઈ શકે છે? એમ કૃપાળુશ્રીને પૂછતાં તેમણે જણાવ્યું હતું કે તેની આકૃતિનો અંતઃકરણમાં ભાસ લેતાં ડાબા જમણા પડખા તરફ ચિહ્ન પડવાથી તેમ થઈ શકે છે. અંતઃકરણની શુદ્ધિ સિવાય થઈ શકે નહીં, શીખડાવ્યું આવડે તેમ નથી. એમ ખુલાસો કર્યો હતો

સં. ૧૯૪૩માં શ્રીમદ્‌ની મુંબઈમાં સ્થિતિ હતી; અને ત્યાં પણ અનેક સ્થળે અવધાનના પ્રયોગો કરી બતાવેલા. મુંબઈમાં પોતાની શતાવધાન (સો અવધાન) કરવાની શક્તિ ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યૂટમાં અને અન્ય સ્થળોએ જાહેર પ્રજા સમક્ષ તેઓએ દર્શાવી હતી. આ આશ્ચર્યકારક સ્મરણશક્તિની ક્રિયાઓથી તેઓને પ્રજાએ એક સુવર્ણચંદ્રક (ચાંદ) આપ્યો. અને 'સાક્ષાત્‌ સરસ્વતીનું' બિરુદ આપવામાં આવ્યુ હતું ઈ. સ ૧૮૮૬–૮૭ માં 'મુંબઈ સમાચાર' 'જામે-જમશેદ' 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' 'ગુજરાતી' 'ઇંડિયન સ્પેક્ટેટર' ઇત્યાદિ ગુજરાતી અને અંગ્રેજી છાપાંમાં શ્રીમદ્‌ની અદ્‌ભુત શક્તિઓ વિષે લેખો આવતા હતા. તા. ૨૪–૧–૧૮૮૭ ના 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' પત્રમાં અંગ્રેજીમાં છપાયું છે, કે રાજચંદ્ર રવજીભાઈ નામના ઓગણીસ વર્ષની વયના એક યુવાન હિંદુની, અદ્‌ભુત માનસિક શક્તિઓનું પ્રદર્શન નિરીક્ષણ કરવા અર્થે ગયા શનિવારે સાંજે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યૂટમાં દેશી ગૃહસ્થનો એક ભવ્ય મેળાવડો થયો હતા. આ પ્રસંગે ડૉ પિટરસને અધ્યક્ષપદ લીધું હતું. અવધાન ઉપરાંત અલૌકિક સ્પર્શેન્દ્રિયશક્તિ ધરાવતા તે જોવામાં આવ્યા હતા. તેઓને

પ્રથમ એક 'ડઝન' જેટલાં જુદા જુદા કદનાં પુસ્તકો બતાવવામાં આવ્યાં હતાં અને તેમને તેનાં નામ જણાવવામાં આવ્યાં હતાં. ત્યાર પછી તેઓની આંખો પાટા બાંધી બંધ કરવામાં આવી હતી; અને તેઓએ તેમના હાથમાં જેમ જેમ પુસ્તકો મૂકવામાં આવ્યાં, તેમ તેમ તે પુસ્તકોનાં નામ હસ્ત વડે સ્પર્શ કરી કહી દીધાં હતાં. એ જ તારીખના 'જામે જમશેદમાં'માં છપાયું છે કે ડૉ. પિટરસને પોતાને આ અખતરાથી બેહદ અચરતી પામેલા જણાવ્યા હતા.

"અમારા સાંભળવામાં આવ્યું છે કે આગલે દિવસે પોતાને મળેલી એક મિજબાનીની વખતે કેટલીક વાનગીઓમાં મીઠું વધતું ઓછું હતું, તે કવિએ (શ્રીમદ્ રાજચંદ્રે) ચાખ્યા કે હાથ લગાડયા વિના માત્ર નજરે જોઈ કહી આપ્યું હતું." – 'જામે જમશેદ.'

"આ પછી થોડાક વખતમાં મુંબઈની હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ સર ચાર્લ્સ સારજન્ટ, ડૉ. પિટરસન, મિ. યાજ્ઞિક અને અન્ય પ્રતિષ્ઠિત પુરુષોની પ્રેરણાથી શ્રીમદ્‌ના શતાવધાન જોવાને માટે એક મહાન લોકસભા બોલાવવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ અસાધારણ શક્તિવાળા યુવકની શક્તિ અને કદર લોકોએ અને પત્રવાળાઓએ ઉત્તમ રીતે પ્રદર્શિત કરી. સર ચાર્લ્સે તેમને યુરોપમાં જઈ ત્યાં પોતાની શક્તિઓ દર્શાવવાની ભલામણ કરી. પણ તેઓ તેમ કરી શકયા નહીં, કારણકે તેમણે વિચાર્યું કે યુરોપમાં પોતે જૈન ધર્માનુસાર રહી શકે નહીં." – 'પાયોનિયર' (અલ્લાહાબાદ)

સ્મરણશક્તિના પ્રતાપરૂપ આ અવધાન પ્રવૃત્તિનો વધતો વિસ્તાર ચમત્કાર આત્મોન્નતિરક્ત પુરુષોને પ્રિય હોતો નથી. આત્મોન્નતિ અને આ વિસ્તાર બંને ભિન્ન ભાસવાથી – સન્માર્ગરોધક પ્રતીત થવાથી શ્રીમદ્‌ની અંતરંગ વૈરાગ્યમય, ઉદાસીન સતસુખ શોધકભાવના આ પ્રવૃત્તિને વિસ્તરવા ન દેતાં વિરામ પમાડે છે કે જે વીશ વર્ષની વય પછી પ્રાયે પ્રગટપણાને પામી નથી.

## ૯

# વીશ વર્ષની વય સુધીની લેખનપ્રવૃત્તિ

'સાક્ષત્ સરસ્વતી' નામે એક નાનું પુસ્તક સં. ૧૯૪૩માં ભાઈ વિનયચંદ પોપટભાઈ દફતરીએ લખ્યું છે. તેમાં શ્રીમદ્‌નો ૧૯ વર્ષ સુધીનો ટૂંક વૃત્તાંત પ્રગટ કરી અવધાન વગેરે શક્તિઓ ઉપરાંત તે વખતનાં તેમનાં અપ્રગટ લખાણ વિષે થોડું લખ્યું છે :

"નીતિ, ભક્તિ, અહિંસા, શિયળ અને અધ્યાત્મ સંબંધી એઓ ગ્રંથો ગૂંથવા પ્રયત્ન કરે છે, તેમ કેટલાક ગૂથ્યા પણ છે. 'મોક્ષમાળા' નામે એક સુંદર ગ્રંથ હમણાં બહાર દેખાવ દેનાર છે; જેનું પૂર આશરે ૭ હજાર શ્લોક જેટલું થવા જાય છે. એ ગ્રંથ ગદ્યાત્મક છે. સૂત્રસિદ્ધાંતના માર્મિક ભેદો સમજાવવાની લાલિત્યયુક્ત પ્રેરણાઓ એમાં કરી છે. જે મોક્ષમાળા ઉપદેશ તરંગથી છલકાયા કરે છે; જે મોક્ષમાળામાં ખરેખર મોક્ષનો માર્ગ મતભેદ વિના બોધ્યો છે અને જે મોક્ષમાળા સૂત્રસિદ્ધાંતનો ટાડો છે; તે આપણું ધર્મપુસ્તક એક વખત દરેક શ્રાવકે વાંચવું, સમજવું, વાંચતાં ન આવડતું હોય તેમણે બીજાને મોઢેથી શ્રવણ કરવું અને તેનો રૂડો ઉપયોગ કરવો એવી મારી સલાહ છે.

"'નમિરાજ' નામે એક સંસ્કૃતના મહાકાવ્યના નિયમાનુસારે એમણે ગ્રંથ રચ્યો છે; જેમાં શાંતરસ પ્રધાન રાખીને નવરસની રેલમછેલા કરી મૂકી છે; જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાતુર્વર્ગ સંબંધી ઉપદેશ કરી ફળમાં મોક્ષમાર્ગ મૂકી દીધો છે. એ પાંચ હજાર શ્લોકના પૂરનો ગ્રંથ એમણે ત્રણ દિવસમાં રચ્યો હતો. એ ગ્રંથ વાંચતાં દરેક મનુષ્યને એ દેવાંશી નરની કવિત્વશક્તિના લાલિત્યનું ભાન થાય છે.

"એ મહાત્માએ એક સાર્વજનિક સાહિત્યનો એક હજાર શ્લોકનો ગ્રંથ એક દિવસમાં રચ્યો છે; જે હમણાં ધાંગધ્રાના એક ડૉક્ટર પ્રસિદ્ધ કરનાર છે."

"એક ધર્માચાર્યે એક હજાર રૂપિયા આપવાનું કહ્યું હતું અને કહ્યું હતું કે મારા ધર્મના થોડાએક શ્લોકો કરી આપો, પરંતુ એથી એ દેવાંશી નરનું મન ચળ્યું નહોતું. ધન્ય છે એની જનેતાને!"

"'વૈરાગ્ય વિલાસ' નામે જૈનધર્મનું એક ચોપાનિયું હમણાં એઓ બહાર પાડે છે."

ઉપર જણાવેલા ગ્રંથોમાંથી 'મોક્ષમાળા' સિવાય કોઈ ગ્રંથો હાલ ઉપલબ્ધ નથી. છપાવાની તૈયારી થયેલા જણાવ્યા છે તે છપાયા હશે કે નહિ તેની પણ માહિતી મળી નથી. પરંતુ ઉપરના વર્ણન ઉપરથી તે લેખકે તે ગ્રંથો દીઠા હોય એમ લાગે છે.

હાલ જે લખાણ 'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથમાં છપાયું છે, તેમાં 'વચનામૃત'ના મથાળા નીચે ૧૨૦ બોલ 'પુષ્પમાલા'ની શૈલીમાં પણ ધાર્મિક વિષયની મુખ્યતા રાખી સૂત્રાત્મક ઉપદેશ રૂપે લખાયેલ છે. તેના સોળમા બોલમાં 'વચનસપ્તશતી પુનઃ પુનઃ સ્મરણમાં રાખો' એમ જણાવ્યું છે તે સૂચવે છે કે તેમણે સાતસો બોલ લખેલા છે. 'તત્ત્વજ્ઞાન' નામનો તેમનાં વચનોમાંથી તૈયાર કરેલો નાનો સંગ્રહ બહાર પડેલો છે. તેમાં 'મહાનીતિ'ના સાતસો બોલ આપેલા છે; તે પણ આ આરસામાં લખાયેલા લાગે છે*

સત્તર અઢાર વર્ષની ઉમ્મરે શ્રીમદે લખેલા દાર્ષ્ટાંતિક દોહરા એંશી પ્રાપ્ત થયા છે, તે અપ્રગટ છે.[1] તેમાં નીતિ–વ્યવહારની શિખા-

---

* સાતસો મહાનીતિ હમણાં........એક દિવસે તૈયાર કરી છે. છઠ્ઠી આવૃત્તિ. પાન. ૨૧ શ્રીમદ્ રાજચંદ્ર. લેખક.

૧. પાંચમી આવૃત્તિ શ્રીમદ્ રાજચંદ્રમાં છપાયા છે.

મણુ મુખ્ય છે. દરેક દોહરામાં ઘણું કરીને સિદ્ધાંતને પ્રથમ જણાવી તેને પુષ્ટ કરનાર દૃષ્ટાંત આપેલુ છે. ઉદાહરણુ :

"ફરી ફરી મળવો નથી, આ ઉત્તમ અવતાર;
કાળી ચૌદશ ને રવિ, આવે કોઈક વાર.
અતિજ્ઞાન ઊપજે તદા, પરમાત્મા પરખાય;
પડળ ઊતરે આંખનાં, તદા સર્વ દેખાય.
પ્રિય કાવ્ય પંડિતને, દૃષ્ટાંતિકનો દાવ;
જેમ મોદથી મોદકે, બ્રાહ્મણુ જનનો ભાવ.
બે બોલોથી બાંધીઓ, સર્વ શાસ્ત્રનો સાર;
પ્રભુ ભજો, નીતિ સજો, પરહો પરોપકાર.
દેશ-ઉદય-ઉપયોગનાં, વીર નરોનાં શિર;
પ્રસુતા પીડા ટાળવા, સોંપે સપુત શરીર.
વચને વલ્લભતા વધે, વચને વાધે વેર.
જળથી જીવે જગત આ, કદી કરે પણુ કેર
રોવીને રૂડું કહે, અમણો આણે રોષ;
તાતા તેલે જળ પડે, ભડકો થાય સદોષ.
શાંતિ મળે સદ્ધર્મથી, ભ્રાંતિ ટળે ભલી ભાત;
કાંતિ દીપે કનક સમી, વિમળ વધે મન વાત.
કાયા માયા ક્ષણિક તે, ઈન્દ્ર-ધનુષ્યનો રંગ;
આકાશી કિલ્લા અને, મૃગજળ તણા તરંગ
હોય સરસ પણુ ચીજ તે, યોગ્ય સ્થળે વપરાય;
કેમ કટારી કનકની, પેટ વિષે ઘોચાય?"

"બુદ્ધિપ્રકાશ'માં ઈ. સ, ૧૮૮૫માં 'શૂરવીર સ્મરણુ' વિષે શ્રીમદે લખેલા સવૈયા ચોવીશ છપાયા' છે. તેમાં રણુરંગનો અજબ ચિતાર બહુ જોશદાર અને પ્રબળ વેગવાળી છટાદાર ભાષામાં આપી ઊંવટના ત્રણુ સવૈયામાં એવા વીરોના હાલના વંશજ બાપનું નામ

ખોળે એવા થયાથી જે અકથ્ય ખેદ થાય છે તેનું ચિત્ર કરુણરસ રેલાવી આબેહૂબ વાંચનારના હૈયાં હલાવી મૂકે તેવું છે. લખેલી[1] નકલ ઉપરથી ઉદાહરણ રૂપે નીચે આપ્યા છે:

## સવૈયા

'ઢાલ ઢળકતી ઝબક ઝળકતી, લઈ ચળકતી કર કરવાલ,
ખરેખરા ખૂંદે રણમાં ત્યાં, મૂછ મલકતી, ઝગતું ભાલ;
વૈરીને ઘેરી લેતા ઝટ, ભરત ભૂમિના જય ભડવીર,
અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
મારે જ્યાં માથામાં મુષ્ટિ, કરી નાખે ત્યાં કકડા કોડ,
ફરી અરિ નહીં આવે પાસે, મનની મૂકે મમતા મોડ;
બંકા બહાદૂર બાણ કમાને, વજ્ર વપુના મજબૂત વીર,
અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
કદિયે નહીં કાયાથી કંપે, જીતે ત્યારે ઝંપે વીર,
રણરંગી ને જબરા જંગી, ઊછળે જેને શૌર્ય શરીર;
કાયરતાના સાયર નહીં એ, સાચા એ સાયર શૂરવીર.
અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
ટાળક સંકટ, બાળક, નારી, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળક પૂર્ણ,
સંભાળક જે ધરા ધર્મના, દુશ્મન દળ કરનારા ચૂર્ણ;
ખરાખરીના ખેલ વિષે નહીં, પાછો પગ દેનારા વીર,
અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
શત્રુની છાતીમાં સાલે, મુઆ પછી પણ માસ હજાર,
નામ પડે ત્યાં પડે મૂતરી, જેના શત્રુના સરદાર;
અને રિપુની રામા રડતી કદી રહે નહીં, લૂછે નીર,
અરે! અરેરે! આજ ગયા ક્યાં? રઢિયાળા એવા રણધીર.
ભીમ ભગીરથ ભારે ભડ જે, કેવળ રૂપે કાળ કરાળ,

---

૧. શ્રીમદ્ રાજચંદ્ર પંચમ આવૃત્તિમાં છપાયા છે.

રણભૂમિમાં ભય ઉપજાવે, યમરાજાથી પણ વિકરાળ;
કુળદીપક એ કોહિનૂરો, ધન્ય માતનું ધાવ્યા ક્ષીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર.
બાણ–શય્યામાં પોઢયા બહાદૂર, ભીષ્મપિતા ભારે ભયકાર,
અવધિ આપી અહા ! કાળને, છ માસની જેણે તે વાર;
મહા–ભારતનું નામ પડયું તે એનું કારણ એવા વીર,
અરે ! અરેરે ! આજ ગયા ક્યાં ? રઢિયાળા એવા રણધીર.
પાણી પૂર્વજનું ખોનારા, જાગ્યા આવા એને વંશ,
બાપ–નામના બોળી બેઠા, ધિક્ક ! ધિક્ક ! એના આ અંશ !
મરો બૂડીને નરો બાયલા, ઢાંકણીમાં નાખીને નીર,
આર્યકીર્તિને ઝાંખપ દીધી, તમને એનો બટ્ટો શીર !
હા ! શિવ ! હા ! શિવ ! ગજબ થયો શો ? અજબ થઉં છું નીરખી આમ,
આર્ય પરાધીન દીન થયાથી, રે'તી નથી હૈયામાં હામ !
કાળજડું કંપે કરુણાથી, સ્થિતિ અવલોકીને આમ !
ઢળું ધરણીએ મૂર્ચ્છા પામી ભાખી હર ! હર ! હર ! હર ! રામ !
શું પ્રાચીન પૂર્વજ સંભારું, આંખે આંસુ આવે, વીર !
શી હિમ્મત એના હૈયાની, રે ! શાં એનાં નૌતમ નીર !
હાય ! હાય ! આ ગતિ થઈ શી ! હાય ! હાય ! શો કાળો કેર !
' રાય ' હૃદય ફાટે છે હર ! હર !...(નથી જોવાતી આવી પેર)

સર વોલ્ટર સ્કૉટના દૃઢમુદ્દો ( Gombasts ) શૌર્ય - પ્રેમ પ્રેરક ( Romantic ) કાવ્યો જેણે વાચ્યા હશે તેને આ સવૈયા વાંચી તે સ્મરણમાં આવ્યા વિના ન રહે ! પરંતુ એક નાના કાવ્યમાં શ્રીમદે કેટલા હૃદયના ભાવો જગાડયા છે તે તો પૂરું તે કાવ્ય વાંચવાથી જણાય અને શ્રીમદે સાહિત્યના જે જે ક્ષેત્રોમાં કલમ ચલાવી હોત તે તે સર્વ સ્થળે તે વિજયવંત નીવડયા વિના રહેત નહિ, એની વાંચનારને પ્રતીતિ થાય તેવું આ અદ્ભુત કાવ્ય છે.

શ્રી ચિદાનંદ મહારાજે લખેલા 'સ્વરોદય'ના રહસ્યને પ્રગટ કરતી ટીકા લખવાની સં. ૧૯૪૩ માં શ્રીમદે શરૂ કરેલી લાગે છે, તેની પ્રસ્તાવના પણ પોતે લખી છે તેમાં આત્મજ્ઞાની શ્રી ચિદાનંદ મહારાજના જીવનની ટૂંકી રૂપરેખા તથા તેમની દશાનું વર્ણન કરેલું છે તે અપૂર્ણ દશામાં પ્રાપ્ત થયેલ છપાયું છે. શ્રીમદે કેવું વિવેચન લખવા ધારેલું તે છપાયેલા બે દોહરાના મર્મપ્રકાશક વિસ્તાર ઉપરથી વિચારતા એમાં લાગે છે કે જો તે ગુહ્ય ગ્રંથનું વિવેચન પૂરું થવા પામ્યું હોત, તો આ જમાનામાં કાળજ્ઞાનનો અભ્યાસ કરનારને મોટી મદદરૂપ થઇ પડત.

'જીવતત્ત્વ સંબંધી વિચાર' અને 'જીવાજીવ વિભક્તિ' એ બે લેખ પણ અપૂર્ણ પ્રાપ્ત થયેલા પ્રસિદ્ધ થયા છે; તેમાં 'નવ તત્ત્વ' પ્રકરણને મળતો વિષય ચર્ચેલો છે.

એક વખતે વાતચીતમાં શ્રીમદે જણાવેલું કે 'મોક્ષમાળા' રચી તે વખતે અમારો વૈરાગ્ય 'યોગવાસિષ્ઠ'ના વૈરાગ્ય પ્રકરણમાં શ્રી રામચંદ્રજીનો વૈરાગ્ય વર્ણવેલો છે તેવો હતો અને તમામ જૈન આગમો સવા વર્ષની અંદર અમે અવલોકન કર્યાં હતાં. તે વખતે અદ્‌ભુત વૈરાગ્ય વર્તતો હતો, તે એટલા સુધી કે અમે ખાધું છે કે નહીં તેની અમને સ્મૃતિ રહેતી નહીં.

'શ્રીમદ્ રાજચંદ્ર' ગ્રંથના વીસમા અંકમાં, સં. ૧૯૪૪ માં લખાયેલા એક લઘુ ગ્રંથનો આદિ અને અંતનો ભાગ છપાયેલો છે; તે અપૂર્ણ દશામાં છે છતાં તે ગ્રંથનો આશય 'છેવટની ભલામણ' માં સ્પષ્ટ જણાય છે, "કે જે મનુષ્યે એકવાર પ્રતિમાં પૂજનથી પ્રતિકૂળતા બતાવી હોય, તે જ મનુષ્ય જ્યાર તેની અનુકૂળતા બતાવે ત્યારે પ્રથમ પક્ષવાળાને તે માટે બહુ ખેદ અને કટાક્ષ આવે છે. આપ પણ હું ધારું છું કે મારા ભણી થોડા વખત પહેલાં એવી સ્થિતિમાં આવી ગયા હતા, તે વેળાં જો આ પુસ્તકને મેં પ્રસિદ્ધિ

આપી હોત, તો આપનાં અંતઃકરણો વધારે દુભાત અને દુભાવવાનું નિમિત્ત હું થાત; એટલા માટે મેં તેમ કર્યું નહીં કેટલેક વખત વીત્યા પછી મારા અંતઃકરણમાં એક એવા વિચારે જન્મ લીધો કે તારા માટે તે ભાઈઓને સંકલેશ વિચારો આવતા રહેશે; તેં જે પ્રમાણથી માન્યું છે તે પણ માત્ર એક તારા હૃદયમાં રહી જશે; માટે તેને સત્યતાપૂર્વક જરૂર પ્રસિદ્ધિ આપવી. એ વિચારને મેં ઝીલી લીધો; ત્યારે તેમાંથી ઘણા નિર્મળ વિચારની પ્રેરણા થઈ; તે સંક્ષેપમાં જણાવી દઉં છું. પ્રતિમા માનો એ આગ્રહ માટે આ પુસ્તક કરવાનો કંઈ હેતુ નથી. તેમજ તેઓ પ્રતિમા માને તેથી મને કંઈ ધનવાન થઈ જવાનું નથી. પ્રતિમા માટે મને જે જે પ્રમાણો જણાયાં હતાં તે ટૂંકામાં જણાવી દીધાં."

એ અપૂર્ણ ગ્રંથની શરૂઆત પણ બહુ મધ્યસ્થતાથી વિચારવા યોગ્ય છે; તેથી તેમાંથી થોડા ઉતારા લીધા છે :

"વિશાળ બુદ્ધિ, મધ્યસ્થતા, સરળતા અને જિતેંદ્રિયપણું આટલા ગુણો જે આત્મામાં હોય તે તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે.

"અનાદિ કાળના મહા શત્રુરૂપ રાગ, દ્વેષ અને મોહના બંધનમાં તે (જિજ્ઞાસુ) પોતા સંબંધી વિચાર કરી શકયો નથી. મનુષ્યત્વ, આર્ય દેશ, ઉત્તમ કુળ, શારીરિક સંપત્તિ એ અપેક્ષિત સાધન છે; અને અંતરંગ સાધન માત્ર મુક્ત થવાની સાચી જિજ્ઞાસા છે.

"એમ સુલભબોધિપણાની યોગ્યતા આત્મામાં આવી હોય તો તે જે પુરુષો મુક્ત થયા છે અથવા વર્તમાનમાં મુક્તપણે કે આત્મજ્ઞાનદશાએ વિચરે છે તેમણે ઉપદેશેલા માર્ગમાં નિઃસંદેહપણે શ્રદ્ધાશીલવંત થાય.

"સર્વ દર્શનની શૈલીનો વિચાર કરતાં નિર્ગ્રંથ દર્શન એ રાગ, દ્વેષ અને મોહ રહિત પુરુષનું બોધેલું વિશેષ માનવા યોગ્ય છે.

"અત્યારે વીતરાગ દેવને નામે જૈનદર્શનમાં એટલાં બધા મત ચાલે છે કે તે મત તે મતરૂપ છે, પણ સતરૂપ, જ્યાંસુધી વીતરાગ દેવની આજ્ઞાનું અવલંબન કરી પ્રવર્તતા ન હોય ત્યાંસુધી, કહી શકાય નહીં.

"એ મત પ્રવર્તનનાં મુખ્ય કારણો મને આટલાં સંભવે છે:

(૧) પોતાની શિથિલતાને લીધે કેટલાક પુરુષોએ નિર્ગ્રંથ દશાની પ્રાધાન્યતા ઘટાડી હોય;
(૨) પરસ્પર બે આચાર્યોને વાદવિવાદ;
(૩) મોહનીય કર્મનો ઉદય અને તે રૂપે પ્રવર્તન થઈ જવું;
(૪) ગ્રહાયા પછી તે વાતનો માર્ગ મળતો હોય તોપણ તે દુર્લભબોધિતાને લીધે ન ગ્રહવો;
(૫) મતિની ન્યૂનતા;
(૬) જેના પર રાગ તેના છંદમાં પ્રવર્તન કરનારાં ઘણાં મનુષ્યો;
(૭) દુઃસમ કાળ; અને
(૮) શાસ્ત્રજ્ઞાનનું ઘટી જવું.

"સર્વને સરખી બુદ્ધિ આવી જઈ, સંશોધન થઈ, વીતરાગની આજ્ઞારૂપ માર્ગનું પ્રતિપાદન થાય એ સર્વથા જો કે બને તેવું નથી; તો પણ સુલભબોધિ આત્માઓ અવશ્ય તે માટે પ્રયત્ન કરતા રહે, તો પરિણામ શ્રેષ્ઠ આવે, એ વાત મને સંભવિત લાગે છે.

"દુઃસમ કાળના પ્રતાપે, જે લોકો વિદ્યાનો બોધ લઈ શક્યા છે તેમને ધર્મતત્ત્વ પર મૂળથી શ્રદ્ધા જણાતી નથી. જેને કંઈ (શ્રદ્ધા) સરળતાને લીધે હોય છે, તેને તે વિષયની કંઈ ગતાગમ જણાતી નથી; ગતાગમવાળો કોઈ નીકળે તો તેને વસ્તુની વૃદ્ધિમાં વિઘ્ન કરનારા નીકળે, પણ સહાયક ન થાય, એવી આજની કાળ-ચર્યા છે. એમ કેળવણી પામેલાને ધર્મની દુર્લભતા થઈ પડી છે.

"કેળવણી વગરના લોકોમાં સ્વાભાવિક એક આ ગુણ રહ્યો છે કે આપણા બાપદાદા જે ધર્મને સ્વીકારતા આવ્યા છે, તે ધર્મ માંજ આપણે પ્રવર્તવું જોઈએ, અને તેજ મત સત્ય હોવો જોઈએ; તેમજ આપણા ગુરુનાં વચન પરજ આપણે વિશ્વાસ રાખવો જોઈએ;' પછી તે ગુરુ ગમે તો શાસ્ત્રોનાં નામ પણ જાણતા ન હોય, પણ તે જ મહાજ્ઞાની છે એમ માની પ્રવર્તવું જોઈએ. તેમજ આપણે જે માનીએ છીએ, તે જ વીતરાગનો બોધેલો ધર્મ છે, બાકી જૈન નામે પ્રવર્તે છે તે સઘળા અસત્ છે. આમ તેમની સમજણ હોવાથી તેઓ બિચારા તે જ મતમાં મચ્યા રહે છે એનો પણ અપેક્ષાથી જોતાં દોષ નથી."

"જે જે મત જૈનમાં પડેલા છે તેમાં જૈન સંબંધી જ ઘણે ભાગે ક્રિયાઓ હોય એ માન્ય વાત છે તે પ્રમાણે પ્રવૃત્તિ જોઈ જે મતમાં પોતે દીક્ષિત થયા હોય, તે મતમાં જ દીક્ષિત પુરુષોનું મચ્યા રહેવું થાય છે દીક્ષિતમાં પણ ભદ્રિકતાને લીધે કાં તો દીક્ષા, કાં તો ભિક્ષા માગ્યા જેવી સ્થિતિથી મૂઝાઇને પ્રાપ્ત થયેલી દીક્ષા, કાં તો સ્મશાનવૈરાગ્યમાં લેવાઇ ગયેલી દીક્ષા હોય છે. શિક્ષાની સાપેક્ષ સ્ફુરણાથી પ્રાપ્ત થયેલી દીક્ષાવાળો પુરુષ તમે વિરલ જ દેખશો; અને દેખશો તો તે મતથી કંટાળી વીતરાગ દેવની આજ્ઞામાં રાચવા વધારે તત્પર હશે

'તેમજ ત્યાગી ગુરુઓ સિવાયના પરાણે થઈ પડેલા મહાવીર દેવના માર્ગરક્ષક તરીકે ગણાવતા યતિઓ, તેમની તો માર્ગ પ્રવર્તાવવાની શૈલી માટે કંઈ બોલવું રહેવુ નથી. કારણ ગૃહસ્થને અણુવ્રત પણ હોય છે, પણ આ તો તીર્થંકર દેવની પેઠે કલ્પાતીત પુરુષ થઈ બેઠા છે.

"સંશોધક પુરુષો બહુ ઓછા છે મુક્ત થવાની અંતઃકરણે જિજ્ઞાસા રાખનારા અને પુરુષાર્થ કરનાર બહુ ઓછા છે. તેમને

સાહિત્યો જેવાં કે સદ્દગુરુ, સત્સંગ કે સત્શાસ્ત્રો મળવાં દુર્લભ થઈ પડયાં છે. જ્યાં પૂછવા જાઓ ત્યાં સર્વ પોતપોતાની ગાય છે. પછી સાચી કે જૂઠી તેનો કોઈ ભાવ પૂછતું નથી. ભાવ પૂછનાર આગળ મિથ્યા વિકલ્પો કરી પોતાની સંસારસ્થિતિ વધારે છે અને બીજાને તેવું નિમિત્ત કરે છે.

ઓછામાં પૂરું કોઈ સંશોધક આત્મા હશે તો તેને અપ્રયોજનભૂત પૃથ્વી ઈત્યાદિક વિષયોમાં શંકાએ કરી રોકાવું થઈ ગયું છે. અનુભવ ધર્મ પર આવવું તેમને પણ દુર્લભ થઈ પડયું છે.

"આ પરથી મારું એમ કહેવું નથી કે કોઈ પણ અત્યારે જૈન દર્શનના આરાધક નથી; છે, પણ બહુ જ અલ્પ, બહુ જ અલ્પ પણ તે આંગળીએ ગણી લઈએ તેટલા હશે. બાકી તો (જૈન) દર્શનની દશા જોઈ કરુણા ઊપજે તેવું છે; સ્થિર ચિત્તથી વિચાર કરી જોશો તો આ મારું કહેવું તમને સપ્રમાણ લાગશે.

"એ સઘળા મતોમાં કેટલાકને તો સહજ સહજ વિવાદ છે. મુખ્ય વિવાદ: એકનું કહેવું પ્રતિમાની સિદ્ધિ માટે છે. બીજા તેને કેવળ ઉત્થાપે છે (એ મુખ્ય વિવાદ છે).

"બીજા મતમાં હું પણ ગણાયો હતો. મારી જિજ્ઞાસા વીતરાગ દેવની આજ્ઞાના આરાધન ભણી છે, એમ સત્યતાને ખાતર કહી દઈ, દર્શાવું છું કે પ્રથમ પક્ષ સત્ય છે એટલે કે જિન પ્રતિમા અને તેનું પૂજન શાસ્ત્રોકત, પ્રમાણોકત, અનુભવોકત અને અનુભવમાં લેવા યોગ્ય છે. મને તે પદાર્થોનો જે રૂપે બોધ થયો અથવા તે સંબંધી જે અલ્પ શંકા હતી તે નીકળી ગઈ. તે વસ્તુનું કંઈ પણ પ્રતિપાદન થવાથી કોઈ પણ આત્મા તે સંબંધી વિચાર કરી શકશે; અને તે વસ્તુની સિદ્ધિ જણાય તો તે સંબંધી મતભેદ તેને ટળી જાય તે સુલભબોધિપણાનું કાર્ય થાય; એમ ગણી ટૂંકામાં કેટલાક વિચારો પ્રતિમાસિદ્ધિ માટે દર્શાવું છું.

"આટલું સ્મૃતિમાં રાખવાનું છે કે કેટલાંક પ્રમાણો આગમના સિદ્ધ થવા માટે પરંપરા, અનુભવ ઈત્યાદિકની અવશ્ય છે. કુતર્કથી જો તમે કહેતા હો તો આખા જૈનદર્શનનું પણ ખંડન કરી દર્શાવું; પણ તેમાં કલ્યાણ નથી. સત્ય વસ્તુ જ્યાં પ્રમાણથી અનુભવસિદ્ધ થઈ ત્યાં જિજ્ઞાસુ પુરુષો પોતાની ગમે તેવી હઠ પણ મૂકી દે છે."

"આ મોટા વિવાદ આ કાળમાં જો ન પડયા હોત તો ધર્મ પામવાનું લોકોને બહુ સુલભ થાત"

"પ્રથમ પ્રતિમા નહીં માનતો અને હવે માનું છું, તેમાં કંઈ પક્ષપાતી કારણ નથી. પણ મને તેની સિદ્ધિ જણાઈ તેથી માન્ય રાખું છું. અને સિદ્ધિ છતાં નહીં માનવાથી પ્રથમની માન્યતાની પણ સિદ્ધિ નથી અને તેમ થવાથી આરાધકતા નથી."

"મને આ મત કે તે મતની માન્યતા નથી, પણ રાગદ્વેષ રહિત થવાની પરમ જિજ્ઞાસા છે; અને તે માટે જે જે સાધન હોય, તે તે ઈચ્છયા કરવાં એમ માન્યતા છે. અને એ માટે મહાવીરનાં વચન પર મને પૂર્ણ વિશ્વાસ છે."

"અત્યારે એટલી પ્રસ્તાવના માત્ર કરી પ્રતિમા સંબંધી અનેક પ્રકારથી દર્શાવેલી મને જે સિદ્ધિ તે હવે કહું છું. તે સિદ્ધિને મનન કરતાં પહેલાં વાંચનારે નીચેના વિચારો કૃપા કરી લક્ષમાં લેવા."

"કોઈ ધર્મ માનનાર આખો સમુદાય કંઈ મોક્ષે જશે એવું શાસ્ત્રકારનું કહેવું નથી, પણ જેનો આત્મા ધર્મત્વ ધારણ કરશે, તે સિદ્ધિસંપ્રાપ્ત થશે; માટે સ્વાત્માને ધર્મબોધની પ્રથમ પ્રાપ્તિ કરાવવી જોઈએ. તેમાંનું એક આ સાધન પણ છે. તે પરોક્ષ પ્રત્યક્ષ અનુભવ્યા વિના ખંડી નાખવા યોગ્ય નથી."

"જો તમે પ્રતિમા માનનારા હો તો તેનાથી જે હેતુ પાર પાડવા પરમાત્માની જે આજ્ઞા છે તે પાર પાડી લેજો; અને જો તમે પ્રતિમાના ઉત્થાપક હો તો આ પ્રમાણોને યોગ્ય રીતે વિચારી જોજો. બન્નેએ

મને શત્રુ કે મિત્ર કંઈ માનવો નહીં. ગમે તે કહેનાર છે, એમ ગણી ગ્રંથ વાંચી જવો.

"મને સંસ્કૃત, માગધી કે કોઈ ભાષાનો મારી યોગ્યતા પ્રમાણે પરિચય નથી, એમ ગણી મને અપ્રમાણિક ઠરાવશો તો ન્યાયની પ્રતિકૂળ જવું પડશે; માટે મારું કહેવું શાસ્ત્ર અને આત્મ-મધ્યસ્થતાથી તપાસશો."

"યોગ્ય લાગે નહીં, એવા કોઈ મારા વિચાર હોય તો સહર્ષ પૂછશો, પણ તે પહેલાં તે વિષે તમારી સમજણથી શંકારૂપ નિર્ણય કરી બેસશો નહીં."

"ટૂંકામાં કહેવાનું એ કે જેમ કલ્યાણ થાય તેમ પ્રવર્તવા સંબંધમાં મારું કહેવું અયોગ્ય લાગતું હોય, તો તે માટે યથાર્થ વિચાર કરી પછી જેમ હોય તેમ માન્ય કરવું."

આ ગ્રંથ સંપૂર્ણ અવસ્થામાં મળ્યો હોત તો આજના શિક્ષિત મધ્યસ્થવર્ગને બહુ ઉપયોગી થઈ પડત. શ્રીમદ્‌ને જે પ્રમાણસિદ્ધ અને હિતકારી લાગ્યું તે ગ્રહણ કરવામાં તેમની તત્પરતા કેવી છે તે આ અપૂર્ણ લેખથી પણ સ્પષ્ટ સમજાઈ જાય છે. જગત્‌કર્તા ઈશ્વરમાં પ્રથમ શ્રીમદ્‌ને શ્રદ્ધા હતી તે વિશેષ વિચારે પલટાઈ ત્યારે કેવી મક્કમતા પ્રમાણપૂર્વક પલટાયેલા વિચારો દર્શાવવામાં દેખાઈ આવે છે તે 'મોક્ષમાળા'ના વિવેચનમાં આપણે જોઈ ગયા છીએ. શ્રી યશોવિજયજી આઠ દૃષ્ટિની સજઝાયમાં તારા દૃષ્ટિનું વર્ણન કરે છે તે આ પ્રસંગે વિચારવું ઉચિત છે:

"જિજ્ઞાસા ગુણ તત્ત્વની, મનમોહન મેરે;
પણ નહીં નિજ હઠ ટેક રે, મનમોહન મેરે;
એહ દૃષ્ટિ હોય વર્તતાં, મનમોહન મેરે;
યોગકથા બહુ પ્રેમ રે, મનમોહન મેરે;
અનુચિત તેહ ન આચરે; મનમોહન મેરે;
વાળ્યો વળે જેમ હેમ રે, મનમોહન મેરે."

# ૧૦

# ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ

વીશમા વર્ષમાં એક સ્નેહી ઉપર શ્રીમદે મુંબઈથી પત્ર લખ્યો છે તે લગ્ન વિષે પોતાના વિચારો દર્શાવતો હોવાથી નીચે આપ્યો છે :

"લગ્ન સંબંધી તેઓએ જે મિતિ નિશ્ચિત રાખી છે, તે વિષે તેઓનો આગ્રહ છે તો ભલે તે મિતિ નિશ્ચયરૂપ રહી.

"લક્ષ્મી પર પ્રીતિ નહીં છતાં કોઈ પણ પરાર્થિક કામમાં તે બહુ ઉપયોગી થઈ પડત એમ લાગવાથી મૌન ગ્રહી અહીં તે સંબંધી સગવડમાં હતો જે સગવડનું ધારેલુ પરિણામ આવવાને બહુ વખત નહોતો. પણ એઓ ભણીનું એક મમત્વપણું ત્વરા કરાવે છે જેથી તે સંપળુ પડતુ મૂકી વદ ૧૩ કે ૧૪ (પોષની)ને રોજ અહીંથી રવાના થાઉં છું

"પરાર્થ કરતાં વખતે લક્ષ્મી અધાપો, બહેરાપણું અને મૂગાપણું આપી દે છે, જેથી તેની દરકાર નથી.

"આપણો અન્યોન્ય સંબંધ છે તે કંઈ સગપણનો નથી; પરંતુ હૃદય-સગપણનો છે. પરસ્પર લોહચુંબકનો ગુણ પ્રાપ્ત થયો છે, એમ દર્શિત છે છતાં હુ વળી એથી ભિન્ન રૂપે આપને હૃદયરૂપ કરવા માગુ છુ. જે વિચારો સબળી સગપણના દૂર કરી, સંસારયોજના દૂર કરી, તત્ત્વવિજ્ઞાન રૂપે મારે દર્શાવવાના છે, અને આપે જાતે અનુકરણ કરવાના છે આટલી પત્રરી બહુ સુખપ્રદ છતાં માર્મિક રૂપે આત્મસ્વરૂપ-વિચારથી અહીં આગળ લખી જઉં છું.

"તેઓ શુભ પ્રસંગમાં સદ્વિવેકી નીવડી રૂઢિથી પ્રતિકૂળ રહી પરસ્પર કુટુંબ રૂપે સ્નેહ બંધાય એવી સુંદર યોજના તેઓના હૃદયમાં છે કે? આપ ઉતારશો કે? કોઈ ઉતારશે કે? એ ખ્યાલ પુનઃ પુનઃ

હૃદયમાં પર્યટન કરે છે. નિદાન, સાધારણ વિવેકીઓ જે વિચારને આકાશી ગણે તે વિચારો, જે વસ્તુ અને જે પદ આજ રાજ્યશ્રી ચક્રવર્તિની વિક્ટોરિયાને દુર્લભ, કેવળ અસંભવિત છે, તે વિચારો, જે વસ્તુ અને તે પદ ભણી કેવળ ઇચ્છા હોવાથી ઉપર જણાવ્યું તેથી કંઈ પણ લેશ પ્રતિકૂળ બને તો તે પદાભિલાષી પુરુષના ચરિત્રને પરમ ઝાંખપ લાગે એમ છે. આ સઘળા હવાઈ (અત્યારે લાગતા) વિચારો માત્ર આપને જ દર્શાવું છું.

"અંતઃકરણ શુક્લ, અદ્‌ભુત વિચારોથી ભરપૂર છે, પરંતુ આપ ત્યાં રહ્યા ને હું અહીં રહ્યો!" સં. ૧૯૪૪ પોષ વદ ૧૦ બુધવાર

સદ્‌ગત ઝવેરી રેવાશંકરભાઈ જગજીવનદાસ મહેતાના મોટાભાઈ પોપટલાલભાઈનાં મહાભાગ્યશાળી પુત્રી ઝબકબાઈ સાથે શ્રીમદ્‌નાં શુભ લગ્ન સં. ૧૯૪૪ના મહા સુદ ૧૨ને રોજ થયાં હતાં.

ત્યારપછી એકાદ વર્ષે લખેલા એક લેખમાં શ્રીમદ્‌ 'સ્ત્રીના સંબંધમાં મારા વિચાર' એવું મથાળું આપી જણાવે છે:

"અતિ અતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયું છે કે શુદ્ધ જ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યું છે; તથા ત્યાં જ પરમ સમાધિ રહી છે. સ્ત્રી એ સંસારનું સર્વોત્તમ સુખ માત્ર આવરણિક દૃષ્ટિથી કલ્પાયું છે, પણ તે તેમ નથી જ. સ્ત્રીથી જે સંયોગસુખ ભોગવવાનું ચિહ્ન તે વિવેકથી દૃષ્ટિગોચર કરતાં વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતું નથી. જે જે પદાર્થો પર જુગુપ્સા રહી છે તે તે પદાર્થો તો તેના શરીરમાં રહ્યા છે, અને તેની તે જન્મભૂમિકા છે. વળી એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના દરદ રૂપ જ છે. તે વેળાનો દેખાવ હૃદયમાં ચિતરાઈ રહી હસાવે છે કે શી આ ભુલવણી? ટૂંકામાં કહેવાનું કે તેમાં કંઈ પણ સુખ નથી. અને સુખ હોય તો તેને અપરિચ્છેદ રૂપે વર્ણવી જુઓ, એટલે માત્ર મોહદશાને લીધે તેમ માન્યતા થઈ છે, એમ જ જણાશે. અહીં હું સ્ત્રીના અવય-

વાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી, પણ ત્યાં ફરી આત્મા ન જ બંધાય એ વિવેક થયો છે, તેનું સહજ સૂચવન કર્યું. સ્ત્રીમાં દોષ નથી, પણ આત્મામાં દોષ છે; અને એ દોષ જવાથી આત્મા જે જુએ છે તે અદ્ભુત આનંદમય જ છે; માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે. શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ તો પછી તે સમયે સમયે પૂર્વોપાર્જિત મોહનીયને ભસ્મીભૂત કરી શકશે. આ અનુભવગમ્ય પ્રવચન છે.

"પણ પૂર્વોપાર્જિત હજુ સુધી મને પ્રવર્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય? એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયું...

"સ્ત્રીના સંબંધમાં કંઈ પણ રાગ દ્વેષ રાખવા મારી અંશ માત્ર ઇચ્છા નથી, પણ પૂર્વોપાર્જનથી ઇચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું."

"સ્ત્રીના સંબંધમાં જિજ્ઞાસા ઓર છે અને વર્તના ઓર છે. એક પક્ષે તેનું કેટલાક કાળ સુધી સેવન કરવું સમ્મત કર્યું છે, તથાપિ ત્યાં સામાન્ય પ્રીતિ અપ્રીતિ છે; પણ દુઃખ એ છે કે જિજ્ઞાસા નથી છતાં પૂર્વ કર્મ કાં ઘેરે છે? એટલેથી પતતું નથી, પણ તેને લીધે નહીં ગમતા પદાર્થોને જોવા, સૂંઘવા, સ્પર્શવા પડે છે, એજ કારણથી પ્રાયે ઉપાધિમાં બેસવુ પડે છે."

પોતાના ગૃહાશ્રમ સંબંધી શ્રીમદ્ એક ભાઈને સં. ૧૯૪૬માં લખી જણાવે છે :

'આપના પહેલાં, આ જન્મમાં હું લગભગ બે વર્ષથી કંઈક વધારે કાળથી ગૃહાશ્રમી થયો છું; એ આપના જાણવામાં છે. ગૃહાશ્રમી જેને લઈને કહી શકાય છે, તે વસ્તુ અને મને તે વખતમાં કંઈ ઘણો પરિચય પડયો નથી; તો પણ તેનું બનતું કાયિક, વાચિક અને માનસિક વલણ મને તેણી ખાણુંખરું સમજાયું છે; અને તે પરથી તેનો અને મારો સંબંધ અસંતોષપાત્ર થયો નથી; એમ જણાવવાનો હેતુ એવો છે કે ગૃહાશ્રમનું વ્યાખ્યાન સહજ માત્ર પણ આપનાં તે

